સંવત ૨૦૩૭ : સંસ્થા તરફથી આવૃત્તિ ૧લી : ઈ. સ. ૧૯૮૧



'આ સંસારમાં મનુષ્યશરીરને પ્રાપ્ત થઈને જેણે કોઈ પણ અલૌકિક-સરખું સામર્થ્ય ન પ્રાપ્ત કર્યું તો તેનું જીવન સાર્થક નથી.'

'મનુષ્યશરીરમાં આવીને ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરીને કોઈ વિશેષ ફળ મેળવવું જ જોઈએ, કે જે ફળ અન્ય સામાન્ય શરીરોમાં પ્રાપ્ત થવું અસંભવિત મનાયું છે.'

શ્રીમાન નૃસિંહાચાર્યજી



૩૫૦૦-૧-'૮૧

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક. ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, ભદ્ર · અમદાવાદ

# નિવેદન

તમામ પ્રાણીઓમાં એક મનુષ્યનું જીવન જ એવું છે કે એને જો યોગ્ય પ્રકાશ અને પ્રેરણા મળે તો એમાંથી મહામાનવ બની શકે છે.

સામાન્ય મનુષ્યને જીવનની ઉચ્ચતાના શિખરે લઈ જાય એવા વાસ્તવિક વિષયોની સામગ્રી આ પુસ્તકમાં રહેલી છે. જીવનમાં મહત્ત્વાકાંક્ષાને જાગૃત કરતી અને તેની સિદ્ધિ માટે આશા, ઉત્સાહ, નવચેતના અને પ્રાણશક્તિથી ભરી દેતી આ સામગ્રી સૌકોઈને માટે ઉપયોગી અને કિંમતી લાગવાથી તે આ સંસ્થા દ્વારા પ્રકટ કરવામાં આવે છે.

કેટલાંક વરસો અગાઉ આ પુસ્તિકા પ્રકાશિત થઈ હતી. અને ઘણાં વરસોથી અપ્રાપ્ય હતી. આવી ઉપયોગી પુસ્તિકા કાળપ્રવાહમાં લોપ ન પામે અને વાચકોને પ્રેરણાદાયી બની રહે તે હેતુથી તેની આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે.

સંસ્કારપ્રેમી કુટુંબો, શાળા—મહાશાળાઓ તથા પુસ્તકાલયોમાં વસાવવા યોગ્ય આ પુસ્તિકા છે. જનતા તેને આવકારશે એવી શ્રદ્ધા છે.

તા. ૧૦-૧-'૮૧ } 'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
એમ. એમ. પટેલ (પ્રમુખ)

# અનુક્રમ

# પ્રસ્તાવના

[ આગલી આવૃત્તિમાંથી ]

ખગોળશાસ્ત્રીઓ જણાવે છે કે, કેટલાક તારાઓ આપણી પૃથ્વીથી એટલા દૂર છે, કે તેના પ્રકાશને આપણી પૃથ્વી ઉપર આવતાં સેંકડો અને હજારો વર્ષ થાય છે, તે જ પ્રમાણે વસિષ્ઠ જેવા અનેક સમર્થ મહાપુરુષોની વાસ્તવ યોગ્યતા સમજવા માટે અથવા તો તેમના પદને પામવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે વર્તમાન પ્રજાના સેંકડો અને હજારો જન્મ જશે ત્યારે તે તે યોગ્યતાને પ્રાપ્ત થશે, એટલી નિમ્ન* સ્થિતિમાં તે ઊતરી ગયેલી છે આજે નાટકોમાં વસિષ્ઠ આદિ ઋષિસત્તમોના વેષો લાવવામાં આવે છે, અને તેમના ગૌરવની કંઈક કલ્પના કરાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે પણ જેનામાં આ ગૌરવનો અંશ છે નહિ, તે તે પ્રકારની કલ્પનાને પ્રજાને કેવી રીતે કરાવી શકશે? તાત્પર્ય કે વર્તમાન આર્યપ્રજા એટલી તો નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયેલી છે, કે કંઈ કહેવાની વાત નહિ! અને આ સ્થિતિનું તેને ભાન પણ નથી વિવિધ વ્યસન કરનાર જેમ પોતાને કોઈ મોટા દોષથી રહિત માને છે, તેમ વર્તમાન પ્રજા પોતાને અભ્યુદય અને નિઃશ્રેયસ્ સંપન્ન સમજે છે, કારણ, કે વાસ્તવ અભ્યુદય અને નિઃશ્રેયસ્ શું છે તેની તેને ઝાંખી થઈ નથી, કે તેની તેને કલ્પના પણ નથી, પણ વિવિધ વ્યસન કરનાર જ્યારે પોતાના વ્યસનને જીતવાનો પ્રયત્ન કરે છે ત્યારે જ તેને સમજાય છે, કે તેની કેટલી નિકૃષ્ટ સ્થિતિ થયેલી છે તે પ્રમાણે વિવિધ પ્રકારે જેની અવનતિ થએલી છે તે આજની આર્યપ્રજામાંથી જે વિરલ પુરુષો ઊર્ધ્વ જવાને પ્રયત્ન કરે છે તેમને સમજાય છે, કે તે કેટલા નિમ્ન પ્રદેશમાં આવીને સ્થિત થયા છે

---

* નીચી

ક્યાં છે? પૂર્વના વસિષ્ઠ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય, રામ, લક્ષ્મણ, ભરત, યુધિષ્ઠિર, કર્ણ, ભીમ, અર્જુન, ભીષ્મ, દ્રોણ, ધ્રુવ, નળ, દમયંતી, સીતા, તારા, સાવિત્રી, સત્યવાન, શિવાજી, પ્રતાપસિંહ, હરિશ્ચંદ્ર અને આવી જ બીજી દેશોમાં પણ શ્રેષ્ઠ ગણાતી વ્યક્તિઓ આજે ક્યાં છે? નથી તો ઠીક, પણ તેવી કોઈ કોઈ અત્યંત સમર્થ વ્યક્તિ વર્તમાન પ્રજામાં પાકતી પણ કેમ નથી? ક્યાંથી પાકે? લીમડામાંથી આંબો થયો કોઈએ કદી સાંભળ્યો છે કે, શિયાળમાંથી સિંહની ઉત્પત્તિ થઈ કદી કોઈએ સાંભળી છે? નહિ જ. તે પ્રમાણે વર્તમાન અત્યંત નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત આર્યપ્રજામાંથી ઉત્કૃષ્ટ પ્રજા પાકે એ અસંભવિત જ છે અને આવી વ્યક્તિઓ હવે નથી પાકતી એ જ આર્યપ્રજાના નિપાત કે નિકૃષ્ટ સ્થિતિ દર્શાવવાને પૂર્ણ છે.

ભલે અનેક મનુષ્યો આપણા દેશનો ઉદય થયેલો કે ઉદય થતો સમજે, પણ જ્યાં સુધી પ્રજામાં આવા પુરુષો નથી પાકતા ત્યાં સુધી તેનો ઉદય થયેલો છે, એમ બુદ્ધિમાન મનુષ્યો નહિ જ સ્વીકારી શકે. અને પ્રજાનો ઉદય કરવા માટે આજે અનેક પ્રયત્ન કરવામાં આવે છે, પણ તે વાસ્તવ હિતના જનક નથી જ. હજારો શિયાળ એકત્ર થઈને જેમ એક સિંહને ઉત્પન્ન કરી શકતા નથી, તેમ નિર્માલ્ય હજારો મનુષ્યો એકઠા થાય તોપણ તે કોઈ વાસ્તવ હિતનું કે મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી. પ્રજાએ પોતાના ઉદય માટે જે ભરવાનું છે, તે પોતાની મૂળ સ્થિતિ પ્રતિ દૃષ્ટિ કરીને નિત્ય ઊર્ધ્વ અને ઊર્ધ્વ જવાનો પ્રયત્ન કર્તવ્ય છે. અને પ્રજામાં જો ઉપર જણાવ્યા તેવા કોઈ કોઈ પણ સમર્થ પુરુષો પાકે છે, તો દેશનો ઉદય નિકટ છે. કારણ કે જે કાર્ય અનેક અસમર્થ મનુષ્યોથી નથી થઈ શકતું તે કાર્ય એક જ સમર્થ મનુષ્ય સહજ કરી શકે છે. તેથી દેશનો વાસ્તવ ઉદય કરવો હોય તો ઉત્તમોત્તમ જ્ઞાન, સામર્થ્ય તથા ચારિત્ર્યસંપન્ન વ્યક્તિઓ દેશમાં ઉત્પન્ન કરવી. અને આ કાર્ય પ્રત્યેક મનુષ્ય પોતાની મેળે પણ સુખપૂર્વક કરી શકે છે. આ કાર્ય કરવા માટે તેણે પીરોજશાહ મહેતા, ગોખલે, તિલક કે દાદાભાઈ થવાની કંઈ જરૂર જ નથી, તે

પોતાના ઘરમાં રહ્યે રહ્યે પણ આ કાર્ય શાંતિથી કરી શકે છે અને જો તે આ કાર્ય યથાર્થ રીતે કરે છે તો તેણે આ પુરુષો કરતાં કંઈ પણ ન્યૂન કર્યું છે, એમ નહિ જ કહી શકાય. અને જો આ પ્રમાણે પ્રત્યેક વ્યકિત મહાપુરુષ થવાને યત્ન કરે છે અને તે પ્રમાણે જો તે થાય છે તો આ દેશનો કોઇ પણ દેશે આજે નથી કર્યો તેવો ઉદય સિદ્ધ જ છે, એમ સમજો. જો આપણા દેશમાં ઉપર જણાવી તેવી દૈવી જ્ઞાન, સામર્થ્ય, ધર્મ, નીતિ, આદિસંપન્ન વ્યકિતઓ સ્થળે સ્થળે જોવામા આવે તો, કોણ કહી શકશે કે આપણા દેશનો ઉદય નથી થયો?

હવે આ પ્રકારનો ઉદય એ જ વાસ્તવ ઉદય છે તથા તે વ્યકિતગત તથા સામાજિક સુખને પ્રગ્ટાવનાર છે તો તેને પ્રાપ્ત કરવા માટે કઇ નિસરણીનો ઉપયોગ કરવો? તે નિસરણી તે મહત્ત્વાકાંક્ષા છે આ નિસરણીનો સ્વીકાર કરો અને તમે ઉત્તરોત્તર ઊંચે ચઢયા વિના નહિ જ રહો. આ નિસરણીનાં પગથિયાં ક્યાં ક્યાં છે, તથા તેને કેવી રીતે ચઢવાં, તે આ પુસ્તકમાં બને તેટલું ઉત્તમ પ્રકારે અને બને તેટલું સ્પષ્ટ કરીને જણાવેલું છે.

અમેરિકાના રોકફેલરની વાર્ષિક આવક સાભળીને અનેક વ્યાપારીઓનાં મો પહોળાં થઈ જાય છે. મેસ્મેરીઝ્મ કે હિપ્નોટીઝ્મના કોઈ પ્રયોગ જોઈને અનેક મનુષ્યો આજે આશ્ચર્યમહોદધિમાં ડૂબી જાય છે. સેન્ડોનું નામ સાભળીને અનેક પુરુષો આજે સ્તબ્ધ થઇ જાય છે અને આવી જ પાશ્ચાત્ય પ્રજાની કોઈ કોઇ વાર્તાઓ સાભળીને આપણી પ્રજા આશ્ચર્યચકિત થઈ રહે છે, પણ આ પ્રમાણે થવાનું કારણ એ છે કે, તે અત્યંત નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયેલી છે શું આથી હજાર ગણે શ્રેષ્ઠતાને પ્રાપ્ત અનેક વ્યકિતઓ આપણા આર્ય દેશમા પૂર્વે નહોતી? અને બીજી પ્રજાઓનો ઉદય થયેલો અથવા તો તેમને શિખરે સ્થિતિ કરતી માનવામા આવે છે, તેનું કારણ એ છે કે, આપણે આપણા કે આપણા પૂર્વજોના માહાત્મ્યને ભૂલ્યા છીએ જે પ્રજાનો આજે અભ્યુદય થયેલો ગણવામા આવે

છે, તેમાંથી અમારા આર્યદેશમાં પૂર્વે ઉત્પન્ન થયેલી ધર્મ, અર્જુન, હરિશ્ચન્દ્ર કે વિશ્વામિત્ર, વસિષ્ઠ જેવી એક પણ વ્યકિત કોઈ બતાવી શકશે? નહિ જ તો પછી તમનો વાસ્તવ ઉદય થયો છે, એમ કોણ કહી શકશે? તેમનામા જો આવી વ્યકિતઓ નથી, તો એ સ્પષ્ટ જ છે, કે વાસ્તવ ઉદયને પ્રાપ્ત થવાને તમને હજી ઘણો સમય અવશિષ્ટ છે, તથા તેમને હજી ઘણુ આગળ વધવાનું છે

તમે તમારુ અને તમારી ભાવિ પ્રજાનું વાસ્તવ હિત ઇચ્છતા હો કે વાસ્તવ ઉન્નતિ અથવા ઉદય કરવા ઇચ્છતા હો તો મહત્ત્વાકાક્ષાને ધારણ કરો તમે એક ક્ષુદ્ર, મનુષ્ય કે ગુલામ કે, મજૂર (કુલી) નથી, પણ ઈશ્વરના અંશરૂપ તમે એક અત્યંત સમર્થ અને ગૌરવને પ્રાપ્ત વ્યકિત છો. તમારા આ વાસ્તવ મનુષ્યત્વને પ્રકટ કરવા અર્થ તમારે એ જ કરવાનું છે, કે તમારે મહત્ત્વાકાંક્ષી થવું જો તમને ઠીક લાગે તો તમે વસિષ્ઠ જેવા, ઠીક લાગે તો અર્જુન જેવા, ઠીક લાગે તો ભીષ્મ જેવા, ઠીક લાગે તો હરિશ્ચંદ્ર જેવા, શિવાજી જેવા કે એવા જ કોઈ સમર્થ મહાપુરુષ જેવા મહાપુરુષ થવાની મહત્ત્વાકાંક્ષાને ધારણ કરો તમારા હૃદયદૌર્બલ્યને ત્યજી દો, અને તમે સર્વ રીતે ઇચ્છો તેવા મહાપુરુષ થવાને પાત્ર છો એમ ધારીને તેવું ઉચ્ચ લક્ષ્ય રાખો અને તેને વર્તમાન જન્મમા જ સિદ્ધ કરો

× × ×

એકલી મહત્ત્વાકાંક્ષા નર્યા સાધક થતી નથી, તેની સાથે યોગ્ય અધિકારની પણ જરૂર પડે છે આ સંબંધમા એક દૃષ્ટાન્ત આપણે અત્રે જણાવીશું એક પ્રસગે અમારા એક મિત્ર મુંબઈ જતા હતા તે તૈયારી કરતા હતા તેની સાથે તેમના બાળકો પણ તૈયારી કરતા હતા કોઈએ છત્રી, કોઈએ ચોપડી, કોઈએ પોતાને પહેરવાના કપડા અને આ પ્રમાણે પોતાના ઉપયોગની વસ્તુઓ બાંધીને આ બાળકો પણ મુંબઈ જવાને તૈયાર થયાં. પરન્તુ તેમને મુંબઈ લઈ જવાના ન હતા, તેથી તેમને મૂકીને જનાર ચાલ્યા ગયા આ

બાળકોએ રડારોડ કરી મૂકી અને એકાદ કલાક પછી જ તે શાંત થયા આ પ્રમાણે આ બાળકોની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન થઈ તેનું કારણ એ જ હતું, કે તેમની તે સિદ્ધ થવાની યોગ્યતા ન હતી તે પ્રમાણે તમે પણ જે તમારી મહત્ત્વાકાંક્ષાની સાથે યોગ્ય અધિકાર નહિ પ્રાપ્ત કરો તો તમારી તે મહત્ત્વાકાંક્ષા નહિ જ સિદ્ધ થાય આ યોગ્યતા વા અધિકાર પ્રાપ્ત કરવાને માટે શું કરવાનું છે, તે આ પુસ્તકમા સ્પષ્ટ કરેલું છે જ

મહત્ત્વાકાંક્ષા એ લોહને સુવર્ણ કરનાર સ્પર્શમણિ જેવી ચમત્કારિક વસ્તુ છે, કે જે મનુષ્યને અલ્પ સમયમા એક સામાન્ય મનુષ્યમાંથી મહા પુરુષ બનાવી દે છે. તેથી તમે ગમે તેટલી નિકૃષ્ટ સ્થિતિમા હો, તો તેમા રહીને પણ મહત્ત્વાકાંક્ષાને ધારણ કરજો, અને તમે એક દિવસે ગગનમા ઊડવાને ભાગ્યશાળી થશો જ

આ પુસ્તક લખતા લેખકને એક એ વિલક્ષણતા પ્રતીત થઈ હતી, કે જ્યારે બીજા વિષયો લખવાનો લેખક વિચાર કરતા ત્યારે પૂર્વથી તે સબંધી અનેક વિચારો સ્ફુરતા હતા, પણ આ લેખના સબધમા તેમ બન્યું નથી. આગળ લખવાના પ્રકરણ સબધમા પૂર્વથી જ્યારે લેખક વિચાર કરતા હતા ત્યારે તેમને એ સબધમા એક પણ વિચાર સ્ફુરતો ન હતો, પણ જ્યારે તે તે તેને લખવાને શરૂ કરતા ત્યારે, આ પુસ્તકમા જે ક્રમથી વિચારો પ્રકટ થયા છે તે જ ક્રમથી તે સહજ સ્ફુરતા હતા તેથી આ પુસ્તક લેખકે લખ્યુ છે એમ કહેવુ તેના કરતા પ્રેરક સત્તાએ તેમને લખાવ્યુ છે, એમ કહેવુ એ વિશેષ ઉચિત છે ક્યા પ્રકરણમા ક્યા વિચારો પ્રકટ કરવા તેનો પૂર્વથી લેશ પણ વિચાર કર્યો નથી, પણ જે તે સમયે જ જે તે વિચારો સ્ફુરેલા છે, અને તને જે ત પ્રકરણમા ઉતારી લીધા છે. જ્યા વિસ્તારથી વિચાર સ્ફુર્યા છે ત્યા વિસ્તાર થયો છે અને જ્યા નથી સ્ફુર્યા તે પ્રકરણમા વિસ્તાર નથી થયો. તથી આ પુસ્તક જે ઉત્તમ થયુ હોય તો તેનો સર્વ યશ મતિની પેલી પાર રહેલી પ્રેરક આતર સત્તાને જ ઘટે છે, અને તેમા જો અપૂર્ણતા રહી હોય તો તે અપૂર્ણતાનુ કારણ, આ

પ્રેરક સત્તાના વિચારોને ગ્રહણ કરવાની લેખકની મતિની અપૂર્ણતા છે, એમ સમજવું. મનુષ્યની મતિ જેટલી વિશુદ્ધ અને જેટલી અંતર્મુખ હોય છે તે પ્રમાણમાં અંતર્યામી પરમાત્માનાં વિચારરૂપી કિરણો તેમાં પ્રકાશે છે; તે નિયમે આ લેખકની મતિ જેટલી વિશુદ્ધ અને જેટલી ઈશ્વરાભિમુખ હતી તે પ્રમાણમાં આ પુસ્તકમાં આજે પ્રસિદ્ધ થયેલાં તેમનાં વિચારરૂપી કિરણો તેમાં પ્રકટ્યાં છે.

અંતર્યામી પરમાત્મન્ ! જેમ આજે આપે આ લેખકની મતિમાં પ્રકાશ પાડી આ કાર્ય કરાવ્યું છે તેમ યોગ્ય જણાય તો ભાવિમાં આવાં અન્ય પ્રકાશન કરીને તે વડે માનવબંધુઓનું હિત સાધવા કૃપાળુ થશો એ જ આજના પુણ્ય દિવસે આપના પ્રતિ અનેક પ્રણતિપૂર્વક ભક્તિભાવથી પ્રાર્થના છે.

| વડોદરા. સંવત ૧૯૭૦<br>શ્રાવણ વદિ ૮ ( જન્માષ્ટમી )<br>તા. ૧૩-૮-૧૯૧૪. | પંડિત જગન્નાથ પ્રભાશંકર |
|---|---|

# મહત્ત્વાકાંક્ષા અને તેની સિદ્ધિ

## ૧ : મહત્ત્વાકાંક્ષા

આ સંસારમાં મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈને જેણે કોઈ પણ અલૌકિક સરખું સામર્થ્ય ન પ્રાપ્ત કર્યું તો તેનું જીવન સાર્થક નથી.

* * *

મનુષ્ય શરીરમાં આવીને ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરીને કોઈ વિશેષ ફળ મેળવવું જ જોઈએ, કે જે ફળ અન્ય સામાન્ય શરીરોમાં પ્રાપ્ત થવું અસંભવિત મનાયું છે. (ત્રિભુવનવિજયી ખડ્ગ)

* * *

अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम्—અનેક જન્મની સંસિદ્ધિને અંતે જીવો પરાગતિરૂપ મોક્ષને પામે છે, એ શ્રીકૃષ્ણ ભગવાનના શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલા વાક્યને આપણે સારી રીતે જાણીએ છીએ જ. આ પ્રમાણે જીવોની ઉન્નતિ, ક્રમે ક્રમે જ કાળે કરીને થાય છે. એ સાધારણ નિયમ જ છે, કે સૃષ્ટિના ક્રમથી પ્રાણીમાત્ર ઉન્નત દશાને પામે છે.

પરંતુ આ નિયમમાં જે નથી આવી શકતી, અર્થાત્ જેને આ સાધારણ નિયમ લાગુ નથી પડતો તેવી અપવાદરૂપ વ્યક્તિઓ પણ જગતમાં હોય છે. આવી અપવાદરૂપ વ્યક્તિઓ પૂર્વે અનેક થઈ ગઈ છે, આજે પણ છે, અને હવે પણ થશે. કારણ કે નિયમને અપવાદ પણ લાગેલો જ હોય છે.

આ અપવાદરૂપ વ્યક્તિઓનો જીવનક્રમ વા ઉન્નતિક્રમ સાધારણ જીવો કરતાં કોઈ વિલક્ષણ જ હોય છે. જોકે તે વિલક્ષણ હોય છે, તો પણ એટલું તો સિદ્ધ જ છે કે, તે ક્રમ ઈપ્સિત સત્ત્વર પ્રાપ્ત કરાવનાર હોય છે.

આ વિલક્ષણ ક્રમમાં વહેવું, એ રગેલી પંજેલીઓનું કામ નથી, પણ ધીર વીર પુરુષોનું જ કામ છે. જન્મતાં વાર જ સૂર્ય પર્યંત છલંગ મારવી એ કાર્ય અતુલ વીર્યવાન હનુમાનથી જ બની શકે, અન્યથી તેમ કરવાની હિંમત પણ ન ભીડી શકાય, અને હિંમત કરવા જાય તો, પોતાના ઘરનાં નેવાં પર્યંત પણ ન જઈ શકે, અને તેટલું કરતાં પણ હાથપગ ભાંગી બેસે; અરે! આવી ઉત્તુંગ કલ્પના પણ સામાન્ય જીવોથી થઈ શકવી દુર્લભ છે, કારણ કે તે તેમની મર્યાદાની બહારની વસ્તુ છે.

ઈશ્વર જેને ઊંચે લઈ જવા ઈચ્છે છે તેને ઊંચે લઈ જાય છે, અને જેને નીચે લઈ જવા ઈચ્છે છે, તેને નીચે લઈ જાય છે. તે પ્રમાણે જેની ઉન્નતિ પરમાત્મા સત્વર કરવા ઈચ્છે છે, જેને અલ્પ સમયમાં જ શિખરે સ્થિતિ કરાવવા ઈચ્છે છે, તથા જેના મનોરથ આ જન્મમાં જ સિદ્ધ કરાવવા ઈચ્છે છે, તેવા પુણ્યશાળી અને મહાભાગ પુરુષવરમાં તે મહત્ત્વાકાંક્ષાને જાગ્રત કરે છે.

મહત્ત્વાકાંક્ષા જાગ્રત થવી કઈ રસ્તામાં નથી પડી. જેના ઉપર પરમાત્માનો પરમ અનુગ્રહ થાય છે, તેનામાં જ તે સ્ફુરે છે. જો એમને એમ જ તે ઉત્પન્ન થતી હોત તો, સર્વ જીવોમાં તે જાગ્રત થયેલી જોવામાં આવત.

સામાન્ય જીવોને મહત્ત્વાકાંક્ષાની કલ્પના પણ નથી હોતી; તે મહત્ત્વાકાંક્ષાની કલ્પના કરી જ નથી શકતા. કીડી મંકોડી જો આકાશમાં રહેલ સૂર્ય, ચંદ્ર તથા તારાગણને જોઈ શકે તો, આ સામાન્ય જીવો મહત્ત્વાકાંક્ષા કરી શકે!

મહત્ત્વાકાંક્ષા જાગ્રત થતાં શું થાય છે? તે જેનામાં જાગે છે, તેનાં મન-મતિ આદિ તમામ કરણોને કોઈ વિલક્ષણ વેગવાળાં, બળવાળાં તથા જ્ઞાનવાળાં કરી મૂકે છે. મહત્ત્વાકાંક્ષા મનુષ્યને તદ્દન નવો જ કરી મૂકે છે. પૂર્વે જે મનુષ્ય હતો, તે આ મનુષ્ય જ ન હોય, એમ જોનારને જણાય, એવો ફેરફાર મહત્ત્વાકાંક્ષા મનુષ્યમાં કરી દે છે. તેના અણુઅણુને તે બદલી નાખે છે, અને તેનું તદ્દન નવીકરણ કરે છે. તે જાગ્રત થતાં મનુષ્ય સ્વભાવ

હોય છે તો નિર્ભય થાય છે, કાપુરુષ હોય તો વીરપુરુષ બની રહે છે, નિર્બળ હોય છે તો સબળ થઈને રહે છે, પ્રમાદી હોય તો ઉદ્યોગી થઈ જાય છે, અને આવા એક છેડેથી બીજે છેડે જવા જેવા અનેક ફેરફાર તેનામાં થઈ રહે છે.

તો શું પ્રિય વાચક ! આપને એ યોગ્ય નથી જણાતું કે, અઢાઈ દહાડે તીન કોશ કાપવા જેવી સ્થિતિમાંથી બહાર નીકળીને જેના વડે ઈચ્છા પ્રમાણે વેગથી માર્ગ કાપી શકાય છે, તેવી સ્થિતિમાં જવા માટે મહત્ત્વાકાંક્ષાને ધારણ કરવાની જરૂર છે? જો આ તમને યોગ્ય જણાતું હોય તો તમારો અધિકાર વધેલો છે, એમ સમજજો.

મનુષ્ય કોને કહેવો, તેવો પ્રશ્ન જો મને તમે પૂછતા હો તો, તેનો ઉત્તર મને તો એ જ યોગ્ય જણાય છે, કે જેનામાં મહત્ત્વાકાંક્ષા વિદ્યમાન છે, તે જ વાસ્તવમાં મનુષ્ય છે, મહત્ત્વાકાંક્ષાથી રહિત મનુષ્ય મનુષ્ય નથી, પછી તે કુબેરની સંપત્તિને પ્રાપ્ત હોય કે ઈન્દ્રના ઐશ્વર્યને પ્રાપ્ત હોય.

મહત્ત્વાકાંક્ષાથી રહિત મનુષ્ય જગતમાં વિશેષ શું કરી શકે છે? કંઈ જ નહિ. મહત્ત્વાકાંક્ષાવાન આ જન્મમાં કદાચ નિષ્ફળતા મેળવે છે, છતાં તે, જે મહત્ત્વાકાંક્ષાથી રહિત છે, અને જે જગતના જીવો જે માર્ગે વહે છે તે માર્ગે વહીને થોડોઘણો માર્ગ કાપે છે, તેના કરતાં સહસ્રગુણ શ્રેષ્ઠ જ છે. મહત્ત્વાકાંક્ષાવાન પુરુષો સિંહ જેવા છે જ્યારે તેનાથી રહિત પુરુષો શિયાળ જેવા છે. સિંહ જેમ ઈતર પ્રાણીઓ ઉપર રાજ્ય કરવાને સર્જાયેલો છે, તેમ મહત્ત્વાકાંક્ષાવાન ઈતર મનુષ્યો ઉપર સ્વામિત્વ મેળવવાને નિર્મીત થયેલો છે.

મહત્ત્વાકાંક્ષા એ અંતરાત્માનો સ્વર છે; આ સ્વર યોગ્ય અધિકાર થતાં જ ઊઠે છે. ઘણા મનુષ્યો આ સ્વરને વાસ્તવરૂપમાં ઓળખતા નથી, કોઈ તેને ઓળખીને તેને અનુસરવા જાય છે અને વિઘ્ન આવે છે તો પાછા હઠી જાય છે, કોઈ આ સ્વરને અહિત કરનાર સમજીને સાંભળતા નથી, અથવા સાંભળે છે તો તેની ઉપેક્ષા કરે છે, અને તેને અનુસરવું જોઈએ તે પ્રમાણે અનુસરતા નથી, અને કોઈ આ સ્વરને અનુસરતાં

નિષ્ફળતા મળે છે તો નિરાશાવશ થઈ રહે છે, અને જાણે પોતે મોટી ભૂલ કરી હોય, એમ માનીને પશ્ચાત્તાપ કરે છે, કોઈ તેને અનુસરવા જાય છે, પણ જગતનાં ઇતર મનુષ્યો તેને ઠેકડા ભરી પગ ન ભાંગવાની ડહાપણ-ભરેલી સલાહ આપે છે, તથા આ સંબંધમાં આવી અનેક રીતે વિપરીત પ્રવૃત્તિ થાય છે, તે ન થાય અને મહત્ત્વાકાંક્ષામાં ક્યું વાસ્તવ હિત રહેલું છે, તેનું ઉદ્‌ઘાટન થાય, તેટલા માટે જ, જે તેનું પ્રભવસ્થાન છે, એવા અંતરમાં રહેલા અંતર્યામી ઈશ્વરના અનુગ્રહરૂપ આ પ્રકાશન છે.

મહત્ત્વાકાંક્ષીને ઇન્દ્રનું પદ મેળવવું કે ત્રિલોકનું રાજ્ય મેળવવું કઠિન નથી, મહત્ત્વાકાંક્ષીને સંપત્તિ ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવું કઠિન નથી, કે તેને બ્રહ્માનું આયુષ મેળવવું કઠિન નથી. મહત્ત્વાકાંક્ષીને આ જ જન્મમાં યોગીશ્વર થવું, કે આત્માના અપરોક્ષ અનુભવ દ્વારા શિખરે સ્થિત થવું કઠિન નથી; સ્વલ્પમાં તેને કંઈ જ કઠિન નથી. જ્યારે તેને આવાં અસાધારણ મનાતાં કાર્ય કરવાં કઠિન નથી તો ચોથી નાનાં ઇતર કાર્ય કરવાં કઠિન ન હોય, એ નિ:શંક જ છે.

કયા નિયમે ક્યું કાર્ય થાય છે, તે જાણવાની તથા કાર્યસિદ્ધિમાં પ્રવર્તતા નિયમોનો અભ્યાસ કરવાની મહત્ત્વાકાંક્ષીને જરૂર નથી; તે તો માત્ર પ્રાપ્તવ્ય પ્રતિ દૃષ્ટિ માંડીને સ્થિર રહે છે, અને ગમે તેટલાં વિઘ્ન નડવા છતાં તેમાંથી ચલિત થતો નથી; અને એક સમયે તે તે પ્રાપ્તવ્યને સિદ્ધ કરે છે.

જનસમુદાયની જૂની ઘરેડમાં જ પ્રધાનપણે વહે છે, તેને મહત્ત્વાકાંક્ષાનું જ્ઞાન હોતું નથી. પરંતુ તેમાંથી કોઈ કોઈ વિરલ આ મહત્ત્વાકાંક્ષાથી વિભૂષિત થયેલા હોય છે, અને તેમનો માર્ગ તે જૂની ઘરેડનો હોતો નથી; તેમનો માર્ગ તેમનો પોતાનો હોય છે, અને તે સ્વતંત્ર હોય છે.

અન્ય મનુષ્યો જ્યારે સામાન્ય નિર્વાહાદિ કરવા પૂરતા બળથી જ યુક્ત હોય છે, જ્યારે મહત્ત્વાકાંક્ષી અતુલબળથી ઊભરાતા હોય છે. જે કૂવામાં 'બોરિંગ' નથી કરેલું હોતું તેમાં બે કોશ જોડતાં કે 'પંપ' મૂકતાં પાણી ખૂટી જાય, તેમ સામાન્ય મનુષ્યોને સહજ વધારે બળ વાપરવાનો

પ્રસંગ પ્રાપ્ત થતાં હારી જાય છે; પરંતુ જે મહત્ત્વાકાંક્ષી છે, તે 'બોરિંગ' કરેલા કૂવા જેવા છે. તેમના અંતરમાંથી બળના ફુવારા છૂટતા હોય છે, અને પ્રતિપળે નવું અને નવું બળ તેમના અંતઃકરણમાંથી ઉદ્ભવતું હોય છે. ઉપરથી જોતાં 'બોરિંગ' કરેલો અને નહિ કરેલો કૂવો જેમ સરખો જણાય છે, તેમ અન્ય મનુષ્યો અને મહત્ત્વાકાંક્ષી મનુષ્યો એકસરખા જણાય છે, પરંતુ તે બેમાં ઉપર જણાવ્યું તેવું અંતર હોય છે.

મહત્ત્વાકાંક્ષાથી રહિત મનુષ્યોને અમુક મારાથી કેમ થઈ શકશે, અમુક કાર્ય મારે કર્તવ્યરૂપે પ્રાપ્ત થયું છે, તેને હું કેવી રીતે પૂર્ણ કરી શકીશ, વગેરે શંકા થાય છે અને આત્મશ્રદ્ધાને તે ધારણ કરી શકતા નથી. જ્યારે મહત્ત્વાકાંક્ષીને આવું કંઈ જ થતું નથી. તેને તો હું આ કરું કે તે કરું તેના જ વિચાર ચાલતા હોય છે તે સદોદિત આત્મશ્રદ્ધાવાન તથા નિઃશંક રહે છે.

પૂર્વે જે જે મહાન પુરુષો થઈ ગયા છે. તથા જે જે અન્ય સમર્થ પુરુષો થઈ ગયા છે, તે સર્વ મહત્ત્વાકાંક્ષી જ હતા. મહાપુરુષ થવું, એ મહત્ત્વાકાંક્ષીને માટે નિર્મિત જ થયેલું હોય છે. શ્રીમાન મનુષ્યને ઘેર જન્મ લેનાર પુત્ર જેમ શ્રીમાન થવાનો સર્વ અધિકારી હોય છે, તેમ જેના અંતરમાં મહત્ત્વાકાંક્ષા સ્ફુરે છે, તે મહાપુરુષ વાનો સ્વભાવતઃ જ અધિકારી છે.

તમારું સામાન્ય કષ્ટ નિવૃત્ત કરવું તમને અશક્ય જણાતું હોય, તમારા સામાન્ય ઈપ્સિતાર્થ સિદ્ધ કરવા તમને કઠિન ભાસતા હોય તો તમારે જાણવું, કે તમારામાં મહત્ત્વાકાંક્ષાનો ઉદય જ નથી થયો. કારણ કે તેનો જેનામાં ઉદય થાય છે તેને મોટી મોટી બાબતો સિદ્ધ કરવી સરળ જણાય છે, તો સામાન્ય બાબનો સિદ્ધ કરવી સરળ જણાય એમાં આશ્ચર્ય જ શું છે?

પૂર્વ જન્મના ઉગ્ર પુરુષાર્થના પ્રભાવથી, કે પૂર્વ પુણ્યના પ્રતાપથી મનુષ્યમાં જન્મથી જ આ મહત્ત્વાકાંક્ષા જાગ્રત થાય છે; તોપણ જેના સંબંધમાં આ પ્રમાણે જન્મથી નથી બનતું તેમનામાં વર્તમાન જન્મની કૃતિવડે પણ તે પ્રકટી શકે છે. જે મહાપુરુષો છે તેમની શુશ્રૂષા કરવાથી અને તેમના સંગમાં આવવાથી તેમની કૃપાબળે, કે તેમના પ્રબળ ઓજસથી

મનુષ્યમાં તે સહજ જાગ્રત થાય છે. પૂર્વના મહાપુરુષના અનેક શિષ્યોનાં ચરિત્ર જોઈશું તો જણાશે, કે તે આરંભમાં એ સામાન્ય મનુષ્ય જેવા હતા, પરંતુ પાછળથી તે તદ્દન બદલાઈ ગયા છે, અને તેમણે મહાપુરુષ જેવાં જ અનેક અસાધારણ કાર્ય કરેલાં છે. આ પ્રમાણે થવામાં મહાપુરુષોનો સત્સંગ જ કારણભૂત હતો. કોઈ કોઈ ઉગ્ર પુરુષાર્થીને વર્તમાન જન્મમાં પણ અંતરાત્માના અનુગ્રહ દ્વારા પણ આ મહત્ત્વાકાંક્ષા પ્રાપ્ત થઈ રહે છે. જેમને મહાપુરુષોનાં જીવનચરિત્રમાં અનુરાગ છે, તેવા પુરુષોમાં પણ તેમનાં અતિઉદાત્ત ચરિત્રોનું વારંવાર મનન કરવાથી તે જાગ્રત થાય છે. આ વિના પણ આ મહત્ત્વાકાંક્ષાને પ્રકટ થવામાં બીજાં કારણો હશે. પણ એટલું તો સિદ્ધ જ છે, કે તે જાગ્રત થયા પછી મનુષ્યની પ્રગતિ કોઈ વિલક્ષણ વેગથી થાય છે.

પ્રકૃતિ જેમ સૃષ્ટિના નાના પદાર્થને સરજનાર છે તેમ મહત્ત્વાકાંક્ષા મહાન કાર્યોને સિદ્ધ કરાવનાર અતિ સમર્થ સાધનરૂપ છે.

જેમને મહત્ત્વાકાંક્ષા પ્રાપ્ત નથી તેવા મનુષ્યો જેમને તે પ્રાપ્ત છે, તેમને અનેક પ્રસંગે શિખામણ દેવા આવે છે, પણ બુદ્ધિમાને આ પ્રસંગે આ મનુષ્યોની શિખામણ સાંભળીને મહત્ત્વાકાંક્ષાને ત્યજવી હિતકર નથી.

એક ઝૂંપડું બાંધવું હોય તો તે એક દિવસમાં જ બાંધી શકાય છે, પણ એક મહાલય બાંધવો હોય તો એક દિવસમાં તે બાંધી શકાતો નથી; તેમ જે સામાન્ય કાર્યો છે તે સહજ સિદ્ધ કરી શકાય છે, પણ જે મહાન કાર્યો છે તે તત્કાલ સિદ્ધ કરી નથી શકાતાં તથા તેમાં પરિશ્રમ પણ ઘણો પડે છે; પરંતુ તેથી કંઈ મહાન કાર્યોનો આરંભ ન કરવો એમ ઠરતું નથી. જેમને તે ન પોષાય તે ભલે તેમ ન કરે, પણ જેના અંતરમાં મહાન કાર્ય કરવાના વેગ ઊઠે છે, તેણે શા માટે તે વેગને દબાવી દેવો?

કોની પ્રવૃત્તિ વાસ્તવ હિતના પાયારૂપ છે, અને કોની ભૂલભરેલી છે, એનો નિર્ણય જગતના જીવો, કે જે જીવ દૃષ્ટિને પ્રાપ્ત છે, તેમનાથી થવો દુર્લભ છે; જો કે અનેક મનુષ્યો આ ખોટું છે, અને આ ખરું

છે, અથવા અમુકની પ્રવૃત્તિ દોષરૂપ છે, અને અમારી વાસ્તવિક છે, એવો નિર્ણય સર્વજ્ઞ હોય નહિ તેમ બેધડક કરી દે છે! કોના અંતઃકરણમાં ક્યાં ક્યાં કારણોથી કેટલા વેગ ઊઠે છે, અને તેને લઈને તે જે કાર્ય કરે છે, તેનો પરિણામ અમુક જ આવશે એમ અનેક મનુષ્યો આજે છાતી ઠોકીને *કહી શકે છે. પણ બુદ્ધિમાન અને વિચારશીલ મનુષ્યો આવો નિર્ણય નથી* કરી દેતા. મનુષ્યોનું જીવન અલ્પ છે, તેમણે જે જે પ્રવૃત્તિ આરંભી હોય છે, તે એક જ જન્મમાં પૂર્ણ થઈ જતી નથી. અને તેથી આગળ ઉપર અન્ય જન્મમાં તેનું કેવું પરિણામ આવે છે, એ જીવોથી જાણી શકાતું ન હોવાથી, પોતાના વિચારાનુકૂલ અન્યની પ્રવૃત્તિ થતી ન હોય તો તેટલા ઉપરથી તે ભૂલ કરે છે, કે ખોટે રસ્તે જાય છે, એમ માનવું, એ વિશેષ બુદ્ધિમાનને ઉચિત નથી જ.

જે મહત્ત્વાકાંક્ષી હોય છે, તેનો પંથ ન્યારો જ હોય છે. ઈશ્વરેચ્છાથી તેણે આરંભેલા કાર્યની સિદ્ધિ વર્તમાન જન્મમાં થઈ ગઈ તો તો જગત તેની સ્તુતિ કરવા મંડી પડે છે, પણ કદાચ તે કાર્ય અપૂર્ણ રહ્યું તો, ઝૂંપડી બાંધવા જેવા સાધારણ કાર્ય કરનાર મહત્ત્વાકાંક્ષાથી રહિત સામાન્ય મનુષ્યો તરત જ મેદાનમાં પડીને જણાવે છે કે એ જોયું, ફલાણા ભાઈની શી સ્થિતિ થઈ તે? ત્રિશંકુવત્ લટકી રહ્યા તે જોયું!

પરંતુ આ મનુષ્યો બિચારા જાણતા નથી કે ઇતર જન્મમાં તેમની શું સ્થિતિ થાય છે? તે તે જન્મમાં પૂર્વ જન્મમાં અપૂર્ણ રહેલા કાર્યને પૂર્ણ કરે છે, અને જગત તેના પ્રતિ ત્યારે તેને એક અસાધારણ પુરુષ કહીને આશ્ચર્યથી જોઈ રહે છે.

વર્તમાન જન્મમાં યોગથી ભ્રષ્ટ પુરુષો જેમ ઇતર જન્મમાં તે યોગની સિદ્ધિને વરે છે, તેમ મહત્ત્વાકાંક્ષી મનુષ્યો આ જન્મમાં જે નથી પૂર્ણ કરી શકતા તે અન્ય જન્મમાં પૂર્ણ કરે છે જ.

તેથી મહત્ત્વાકાંક્ષાને લોક ભયથી, કે અન્ય કારણથી દબાવી દેવી એ હિતકર નથી જ. તમારામાં તે સ્ફુરે છે, તો જાણો કે તમારો મહાન કાર્ય

કરવાનો અધિકાર સિદ્ધ થયેલો છે કીડીમકોડીને જગતમાં ઊડવાની કદી ઈચ્છા થાય છે શું? પરતુ પક્ષીના બચ્ચાને જન્મતાં તે ઈચ્છા થાય છે તો એ સ્પષ્ટ જ છે, કે તેનો ઊડવાનો અધિકાર ઈશ્વરથી નિર્મિત થયેલો છે તે જ પ્રમાણે તમારામા મહત્ત્વાકાંક્ષા સ્ફુરે તો, તમે તેને પાત્ર છો, જાણીને તેને પ્રતિદિન પોષજો તથા તેની અભિવૃદ્ધિ કરજો

મનુષ્યજન્મ દેવને દુર્લભ એટલા માટે ગણાય છે, કે તેમાં ઈશ્વર પર્યંતની ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે પરતુ આ પ્રમાણે ત્યારે જ બને છે, કે જ્યારે મનુષ્યમા મહત્ત્વાકાંક્ષા જાગ્રત થાય છે મહત્ત્વાકાંક્ષા મનુષ્યવૃક્ષને વિવિધ દૈવી જ્ઞાનસામર્થ્યરૂપી પુષ્પોથી છાઈ દેનાર અદ્ભુત જળરૂપ છે તેથી તમે મનુષ્ય છો, એમ વાસ્તવિક રીતે કઉવરાવવાને કે મનાવવાને ઈચ્છતા હો તો મહત્ત્વાકાંક્ષાને ધારણ કરો

તમારું વાસ્તવ સ્વરૂપ તમે ભૂલી ગયા છો, તેથી જ તમે મહત્ત્વાકાંક્ષાને ધારણ કરી શક્તા નથી પ્રકાશના કિરણનું ઉદ્ભવસ્થાન જેમ સૂર્ય છે, તેમ તમારું પ્રભવસ્થાન પરમાત્મા છે તમે પરમાત્મવૃક્ષની એક શાખા રૂપ કે એક અવયવરૂપ છો તમારા વાસ્તવ સ્વરૂપ પ્રતિ જરા પાછા વળીને, પ્રત્યક્ દૃષ્ટિ કરીને જુઓ, અને તમને સમજાશે, કે તમે કોણ છો તમારા વાસ્તવ સ્વરૂપ પ્રતિ વૃત્તિ વાળતાં તમને સમજાશે, કે આજે તમને એક જેવા સામાન્ય જીવ માનો છો તેવા નથી, પણ અનંત જ્ઞાનૈશ્વર્યસંપન્ન પરમાત્માના અંશરૂપ છો; તમારો અને પરમાત્માનો વસ્તુત અભેદ છે તમારી મહત્તાની કલ્પના તમે કે અન્ય કરી શકે તેમ નથી જ, એ તો તમે માત્ર અનુભવ વડે જ જાણી શકો તેમ છો.

અને આ પ્રમાણે તમારું વાસ્તવ સ્વરૂપ કોઈ વિલક્ષણ જ છે, તો પછી તમે શા માટે તમને પોતાને એક ક્ષુદ્ર જીવ માન્યા કરો છો? શા માટે તમે મહત્ત્વાકાંક્ષાને ધારણ કરતા નથી, અને શા માટે નાનાં નાનાં કાર્યને સિદ્ધ કરવાના પણ અનધિકારી તમને સમજો છો? જાગ્રત થાઓ, તમને પોતાને જાણો, અને તમે જેવા વસ્તુતઃ છો તેવા મહત્ત્વર બની રહો

તમે મહત્ત્વાકાક્ષાને ધારણ કરતા, કે તે તમારા અંતરમાથી ઊઠે છે, તો તેનો સત્કાર કરતા શા માટે પાછા હઠો છો? મહત્ત્વાકાક્ષાને નિર્ભયપણે અને નિ.શકપણે ધારણ કરો તમને સપત્તિમાત્રના સ્વામી થવાની મહત્ત્વાકાંક્ષા થાય છે? વાહ, તેમા શુ અઘટિત છે? વિવાહથી રૂડુ શું? તમને અનત સામર્થ્ય પ્રાપ્ત કરવાની વૃત્તિ થાય છે? જો થાય છે તો તે કેવલ ઉચિત જ છે તમને અજરામરત્વ પ્રાપ્ત કરવાનુ મન થાય છે? થતુ હોય તો તેમાં કઈ જ ખોટુ કે અશકય નથી તમને તમારુ સ્વરાજ્ય મેળવવાની, કે આખી પૃથ્વીનુ સામ્રાજ્ય મેળવવાની મહત્ત્વાકાક્ષા થાય છે? તેમ થતુ હોય તો તેમા લેશ પણ ખોટુ છે, કે અશકય છે, એમ સમજશો નહિ, અને આવી આવી જે જે કઈ મહત્ત્વાકાક્ષા તમને થતી હોય તો તે તમારે માટે કેવલ યોગ્ય અને ન્યાયપુર સર જ છે

અરે! આવી મહત્ત્વાકાક્ષા તમને ન થતી હોય તો, તેને તમે પ્રકટાવો, તેને ધારણ કરો, અને તેને સિદ્ધ કરો ત્યારે જ વિરમો તમારા જેવા પરમેશ્વરના પુત્રને મહત્ત્વાકાક્ષા જ ભૂષણરૂપ છે સામાન્ય રીતે ખાઈ પીને અને તમારો સામાન્ય વ્યવહાર સાધીને મરણશરણ થવાને તમે જન્મ્યા નથી તમે આથી ઘણુ વિશેષ કરી શકો તેમ છો જ અને જો તેમ છે ને છતા તમે તે નથી કરતા, તો તમને પોતાને તમે બુદ્ધિમાન કેવી રીતે ગણી શકો છો? તમે બોલતા ચાલતા અને ખાતાપીતા સાક્ષાત્ ઈશ્વરરૂપ છો, અને તેથી તમે જેટલુ લક્ષ રાખો છો તેથી સહસ્રગુણ વિશાલ લક્ષ રાખવાનો તમારો અધિકાર છે ત્યજી દો, પાછલી તમારી નીતિરીતિ સર્વ ત્યજી દો, અને એક ઈશ્વરને શોભે તેવી સર્વ પ્રવૃત્તિ થવા દો તમારા લક્ષ્ય માત્રને તમારાથી કલ્પી શકાય તેટલા મોટા કલ્પો, અને તેને સિદ્ધ કરવાની મહત્ત્વાકાક્ષાને ધારણ કરો

ચાર વામ બાણ મારવા ઈચ્છનાર તેટલે કે તેથી સહેજ વધારે ઓછે બાણ મારી શકે છે, તે પ્રમાણે જે સામાન્ય આકાક્ષા રાખે છે તે સામાન્ય કાર્ય કરી શકે છે, અને જે મહત્ત્વાકાક્ષાને ધારણ કરે છે, તે મહાન

કાર્યો કરી શકે છે જેવી મનુષ્યની મહત્ત્વાકાંક્ષા તેવું તેના અંતરાત્મામાંથી બળ પ્રકટ થાય છે

એક ક્ષુલ્લક ભીલમાંથી ઋષિમુનિઓના પણ પૂજ્યસ્થાનરૂપ વાલ્મીકિને કોણે બનાવ્યો? એક સાધારણ બાળકમાંથી અનેક સંપત્તિસંપન્ન ધ્રુવ કોણે બનાવ્યો? તમોગુણથી આવૃત્ત તમોગુણની મૂર્તિમાંથી તપસ્વીઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્રને કોણે બનાવ્યો? એક સાધારણ બાળકમાંથી અમેરિકાનો પ્રસિદ્ધ પ્રેસીડેન્ટ લિંકનને કોણે બનાવ્યો? કોયલને પણ હરીફાઈમાં હઠાવે તેવા રંગવાળા અને લાકડાની કેબિનમાં પડી રહેનાર એક ભિખારી હબસી બાળકમાંથી હજારો હબસીઓનો ઉદ્ધાર કરનાર બુ ? ટી વોશિંગ્ટન કોણે બનાવ્યો? જેને કોઈ પૂર્વે જાણતું પણ ન હતું, તેવા એક સામાન્ય વિદ્યાર્થીમાંથી માનવબંધુઓ પ્રતિ સાચો પ્રેમ રાખીને તેમને માટે જીવન અર્પનાર મોહનદાસ કરમચંદ ગાંધીને કોણે બનાવ્યો?

આ સર્વ પ્રશ્નનો ઉત્તર એક જ છે, અને તે તમે પોતે સહજ દઈ શકશો જ

તમને આજે કોઈ જાણતું નથી, કારણ કે તમે મહત્ત્વાકાંક્ષાથી રહિત છો તમે તેને ધારણ કરો, અને જગતમાં એક ઉપયોગી અંગરૂપ તમે થઈ રહેશો અને આખું જગત તમને સહજ જાણશે જગતને જણાવવા માટે કંઈ તમારે મહત્ત્વાકાંક્ષાને ધારણ કરવાની નથી, પણ તમારા પોતાના વાસ્તવ માહાત્મ્યના આવિર્ભાવ અર્થે જ કરવાની છે

માનસશાસ્ત્ર(સાયકોલોજી)નો અભ્યાસ કરનાર એમ જણાવે છે કે મનુષ્યના અંતઃકરણમાં જે જે ઈચ્છા સ્ફુરે છે, તે તે સર્વ સિદ્ધ થઈ શકે તેમ હોય છે, કારણ કે નહિ તો તેવી ઈચ્છાઓ વ્યર્થ સ્ફુરે નહિ. આ ઈચ્છાઓને સ્ફુરાવનાર અંતરાત્મા છે, તે જીવોને તેવી ઈચ્છાઓ સ્ફુરાવીને જો તે સિદ્ધ ન થઈ શકે તેમ હોય તો વ્યર્થ દુ:ખી કરે એ સંભવિત નથી જ

તે જ પ્રમાણે સાથે સાથે એ પણ આથી સૂચિત થાય છે, કે મનુષ્યના અંતરમાં જે જે ઈચ્છાઓ ઊઠે છે તે તે ઈચ્છાથી સૂચિત અમુક વસ્તુ સિદ્ધ થનાર છે કે આવી મળનાર છે, એવા ભવિષ્યકથન કે સિદ્ધાદેશરૂપ પણ છે. વધારે સ્પષ્ટ કરીને કહીએ તો, જે જે આકાંક્ષા અને મહત્ત્વાકાંક્ષા મનુષ્યને સ્ફુરે છે તે સર્વ એક ભવિષ્યકથનરૂપ છે, કે તે મહત્ત્વાકાંક્ષા તે મનુષ્ય વડે સિદ્ધ થનાર છે.

તેથી મારી અમુક મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થશે, કે કેમ એવી શંકા થાય તો તેને પણ બુદ્ધિમાને ત્યજવી ઘટે છે; કારણ કે તે સિદ્ધ થવાની છે માટે તો તેને અંતરાત્મા સ્ફુરાવે છે, કે તે સ્વભાવતઃ સ્ફુરે છે; અથવા તો તે સિદ્ધ થવાનો હવે વર્તમાન જન્મમાં યોગ આવ્યો છે, એ પ્રકારના ભવિષ્યકથનને તે સૂચવે છે.

જ્યારે પરમાત્મા અભિમાનીને મહાપદમાં કે ઉચ્ચ પદમાં સ્થિતિ કરાવવા ઈચ્છે છે, કે તેને તે પદે ચઢાવવા ઈચ્છે છે, ત્યારે આ મહત્ત્વાકાંક્ષા તેનામાં તે સ્ફુરાવે છે, આ મહત્ત્વાકાંક્ષારૂપી સોપાન તેને તે આપે છે. મહત્ત્વાકાંક્ષારૂપી સોપાન—નિસરણી મનુષ્ય પાસેથી લઈ લો, અને તેને ઊંચે ચઢવાનું કંઈ જ સાધન નહિ રહે.

મહત્ત્વાકાંક્ષાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે, તથા તેના જેટલા લાભ વર્ણવીએ તેટલા ઓછા છે. સ્વલ્પમાં એ જ જણાવવાનું છે કે તમે તમારા પોતાના, અન્યના અને આ આર્યાવર્તના હિતઅર્થે મહત્ત્વાકાંક્ષાને ધારણ કરો અને યથામતિ સ્ફુરે તે સાવધાનતાપૂર્વક પુરુષપ્રયત્ન કરીને તમે ઈશ્વરના અંશરૂપ છો, એ વેદવાક્યનો અનુભવ કરો.

## ૨ : આંતરવેદન

મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં સબળ સાધનરૂપ એક વસ્તુની જરૂર રહે છે; તે વસ્તુ તે આંતરવેદન છે. 'આંતરવેદન' શબ્દથી શું કહેવાનો ભાવ છે, તે કદાચ ઘણાને સ્પષ્ટ નહિ થાય તેથી તેને સ્પષ્ટ કરવાની જરૂર છે.

આંતરવેદન એ અંતરમાં થતી એક એવી ઊંડી લાગણી છે કે જે લાગણીને લઈને મનુષ્યને જ્યાં સુધી અર્થ સિદ્ધ ન થાય ત્યાં સુધી ચેન પડતું નથી. જ્યારે મનુષ્યને તીવ્રેચ્છા થાય છે ત્યારે જ તે પ્રયત્નમાં જોડાય છે, અને ત્યારે જ તેના અર્થ સધાય છે. પરંતુ તીવ્રેચ્છાને જન્મ આપનાર આ આંતરવેદન છે. જ્યાં સુધી મનુષ્યને આંતરવેદન થતું નથી ત્યાં સુધી તેને તીવ્રેચ્છા થતી નથી. જ્યારે મનુષ્યને આંતરવેદન થાય છે, ત્યારે જ તે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે.

વિવિધ દુઃખના પ્રહારોથી જ્યારે મનુષ્યના મર્મભાગ ઉપર પ્રહાર થાય છે, આઘાત થાય છે, ત્યારે તેનામાં આંતરવેદન જાગ્રત થાય છે. આ વિના બીજાં કારણો પણ આ આંતરવેદનને ઉત્પન્ન કરનાર છે, પણ કયાં કયાં કારણોથી તે ઉદય પામે છે, તે ચર્ચવાનો આ કંઈ પ્રસંગ નથી. આપણે તો અત્રે એ જ જણાવવું છે કે, આંતરવેદનની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિમાં જરૂર છે તથા તે આંતરવેદનનું સ્વરૂપ અમુક હોય છે.

જ્યારે મનુષ્યમાં આંતરવેદનાનો ઉદય થાય છે ત્યારે તેને પોતાના ઈપ્સિતાર્થ સિદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય થાય છે. તેને મારી મહત્ત્વાકાંક્ષાને આજે સિદ્ધ કરું, કે આ ક્ષણે સિદ્ધ કરી દઉં, એમ થઈ રહે છે. તેને કંઈ જ ચેન પડતું નથી. તે એક વસ્તુને ઝંખે છે; તે વસ્તુ તે તેની મહત્ત્વા-

કાંક્ષાની સિદ્ધિ છે. બીજા મનુષ્યોની પેઠે તે ખાય છે, પીએ છે, હરે છે, ફરે છે તથા સર્વ વ્યવહાર કરે છે, પરંતુ તેનું ચિત્ત કોઈ જુદું જ કાર્ય કરતું હોય છે. આંતરવેદનથી ઘાયલ થયેલું તેનું ચિત્ત કાર્યસિદ્ધિ વિના અન્ય કોઈ પણ વસ્તુને ચિંતવતું નથી. મનુષ્યો જેમ ખાઈપીને દિવસે બે ઘડી ઊંઘે છે, કે રાત્રે નિરાંતે નિદ્રા લે છે, તેમ તેનું ચિત્ત શાંતિથી નિદ્રા લેતું નથી. નિદ્રામાં પણ તેનું આંતરમન કાર્યસિદ્ધિના જ વિચાર કરતું હોય છે; કારણ કે જાગ્રત સ્થિતિમાં આંતરવેદન વડે તેના બાહ્ય—જાગ્રત મન ઉપર મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિની એટલી ઊંડી છાપ પડેલી હોય છે કે, તેની અસર આંતરમન સુધી પહોંચેલી હોય છે, અને તેથી નિદ્રામાં એ તે જ કાર્ય કરે છે. આંતરવેદન જેને થાય છે તેની સ્થિતિ એક ધ્યાતા જેવી બની રહે છે. તેની સર્વ વૃત્તિઓ કાર્યસિદ્ધિ પ્રતિ જ વહેતી હોય છે, અને તે એકાગ્રતાથી વાયુવગરના પ્રદેશમાં જેમ દીપક બળે છે તેમ અચળ-પણે વેગથી વહેતી હોય છે. આવા મનુષ્યમાં એકાગ્રતા સહજ બની રહે છે. તેમનું મન એકલું જ સિદ્ધિને ચિંતવે છે, એમ નહિ પણ તેમની મતિ, મગજ વગેરે તમામ કિરણો તથા તેમના શરીરના અણુઅણુ તેને જ ચિંતવતા હોય છે. સખીઓ સાથે હળીમળીને આનંદવાર્તા કરતાં કરતાં ચાલતાં છતાં એક યુવતીનું ચિત્ત જેમ શિરે સ્થાપેલા ઘટમાં અનાયાસપણે સંલગ્ન હોય છે, તેમ આંતરવેદનવાળા આ પુરુષનું ચિત્ત વિવિધ વ્યવહાર કરતાં છતાં પણ પોતાના લક્ષ્યમાં જ લાગેલું રહે છે. મહત્ત્વાકાંક્ષી જ્યારે આંતરવેદનથી યુક્ત થાય છે ત્યારે તેનો મહત્ત્વાકાંક્ષા વિનાના બીજા પદાર્થો પ્રત્યેનો સંમોહ સહજ છૂટી જાય છે. તેને પોતાની મહત્ત્વાકાંક્ષા વિનાના ઈતર પદાર્થો પ્રતિ સહજ વિરાગ પ્રકટે છે, અને માત્ર મહત્ત્વાકાંક્ષા પ્રતિ જ તેને વાસ્તવ રાગ ઉત્પન્ન થાય છે.

જાગ્રતમાં તે પોતાના અર્થની જ સિદ્ધિને જુએ છે, સ્વપ્નમાં પણ તેને જ ઝંખે છે, અને આ પ્રમાણે સર્વ સમયમાં તે તેના જ ચિંતનમાં રત રહે છે. તેના ચિંતનમાં રત રહીને તે કંઈ અટકી જતો નથી. પરંતુ તે કરવા યોગ્ય પ્રયત્નમાત્રને તેની સિદ્ધિ માટે કરે છે, અને તેને સિદ્ધ

કરે છે ત્યારે જ વિરમે છે. જ્યારે મનુષ્યમાં આંતરવેદન ઉદ્ભવે છે ત્યારે એ નિશ્ચિત થાય છે, કે હવે તેના અર્થ સિદ્ધ થયા વિના નહિ જ રહે.

આંતરવેદનથી મનુષ્યના અંતરમાં એવો ઝણઝણાટ થાય છે, કે તેના થરકાટ, તેના સ્થૂલ શરીરમાં પણ પ્રકટે છે. જેને આંતરવેદન થાય છે તે ગમે તેવાં કષ્ટ સહેવાં પડે તો તે સહે છે, ગમે તેવાં વિઘ્ન નડે પણ તેનાથી તે પ્રતિહત થતો નથી, અને તે યેન કેન ઉપાયે કાર્યસિદ્ધિનું દર્શન કરે છે.

મોટાં કાર્ય કરવાને વિશેષ બળની જરૂર પડે છે અને તેવું વિશેષ બળ ત્યારે જ મનુષ્યના અંતરમાંથી જાગ્રત થાય છે, કે જ્યારે તેને આંતર-વેદન થાય છે. એક દીવાસળી ચાંપતાં તૃણના કે કાષ્ઠના રાશિમાં છુપાઈ રહેલો અગ્નિ જેમ પ્રકટી નીકળે છે, તેમ આંતરવેદન થતાં મનુષ્યના અંતરમાંથી અદ્ભુત બળ પ્રકટી નીકળે છે.

ઘણા સામાન્ય જણાતા મનુષ્યોએ પૂર્વે મહત્ કાર્ય કર્યાં છે, તેનું કારણ એ છે કે તેમને આંતરવેદન થયેલું હતું, અને તેને લીધે તેમના અંતરમાંથી અદ્ભુત બળ પ્રકટ્યું હતું; જ્યારે આંતરવેદન વિનાના અનેક મોટા ગણાતા મનુષ્યો હતા તેને તે જ સ્થિતિમાં કોઈ પણ મહત્ કાર્ય કર્યા વિના આ જગતમાંથી ચાલ્યા ગયા છે, અને તેમનું નામનિશાન પણ કોઈ જાણતું નથી.

સિદ્ધ થાય છે, અન્ય મનુષ્યોની મહત્ત્વાકાંક્ષા કાળે કરીને સિદ્ધ થાય છે, પરંતુ આંતરવેદનવાળાની મહત્ત્વાકાંક્ષા વર્તમાન જન્મમાં જ સિદ્ધ થાય છે. જેમણે કાળે કરીને પોતાની ઇચ્છાઓને સિદ્ધ કરવી છે, તેમને માટે કાળ અનવધિ છે, પરંતુ જેમને આ જન્મમાં જ ઇપ્સિતાર્થની સિદ્ધિ કરવી છે, તેમને માટે આંતરવેદનની જરૂર છે.

જેમને આંતરવેદન થાય છે તેમની સ્થિતિ કેવી થઈ રહે છે, એ અત્રે જણાવવાની વિશેષે કરીને અગત્ય છે જ. આ વાતનેિ આપણે એક એ દૃષ્ટાંતો આપીને બતાવીશું.

ધ્રુવની સાવકી માતાએ જ્યારે તેમને મર્મવચન કહ્યુ હતુ, ત્યારે તેમને જે લાગણી થઈ હતી તે આતરવેદન હતુ નરસિંહ મહેતાને તેમની ભાભીએ જે વચનો કહ્યા હતા અને તેથી તેમને જે લાગણી થઈ હતી તે આતરવે ન હતુ વિશ્વામિત્ર વસિષ્ઠ મુનિને ઘેર પધાર્યા હતા અને તેમના આતિથ્ય પછી તેમણે કામધેનુને લઈ જવા પ્રયત્ન કર્યો હતો છતા તેમા તે ન ફાવી શકયા ત્યારે તેમને ઉગ્ર તપ કરવાને જે વૃત્તિરો દૃઢ નિશ્ચય કરાવ્યો હતો તે આતરવેદનની જ વૃત્તિ હતી જે વે નને લઈને શ્રી ત્રિભુવનવિજયથી ખડગમા વર્ણવેલા વીરવિજયચદ્રને રાજપાટ ત્યજીને પોતાના મનોરથ સિદ્ધ કરવા પ્રતિ જે વેગ પ્રકટયો હતો તે વેદન તે આતરવે ન હતુ

આ વિના બીજા અનેક પ્રાચીન અર્વાચીન સમયના દૃષ્ટાતો મળી શકે તેમ છે અને તે વાચક પોતે પણ શોધી શકશે જ તેથી અહીં વિશેષ દૃષ્ટાતો ટાકવા યોગ્ય ગણ્યુ નથી

જેમને આતરવેદન નથી થયુ હોતુ તેમને કોઈ અનુકૂળ અર્થ વચમા પ્રાપ્ત થઈ જાય છે તો તે તેનાથી સતોષ પામીને પ્રારમ્ભ પ્રયત્નથી વિરમી જાય છે, જ્યારે આતરવે નવાળા પુરુષને મુખ્ય વિષયથી અન્ય વિષય પ્રાપ્ત થતા તેનાથી તેઓ સતુષ્ટ થતા નથી અને ઈપ્સિત વિષયથી વિરામ પામતા નથી, અથવા તો ઇતર મનુષ્યો ન્યૂનાધિક વિઘ્ન કે કષ્ટ નડતા મહત્વા કાક્ષાથી અટકી જાય છે, જ્યારે આતરવે ન જેને થયેલુ છે, તે વિઘ્ન કે કષ્ટથી અટકી જતા નથી, પણ ઇપ્સિતાર્થને સિદ્ધ કરે છે, ત્યારે જ શાત થાય છે

આ વાર્તા વિશ્વામિત્રના એક દૃષ્ટાતથી અધિક સ્પષ્ટ થશે તેમને બ્રહ્મર્ષિપદ મેળવવા આતરવે ન થયુ હતુ તેથી તેને પ્રાપ્ત કરવા અર્થ તેમણે ઉગ્ર તપશ્ચર્યાને આરભી અમુક વર્ષ પછી બ્રહ્મદેવ તેમની પાસે આવ્યા અને તેમને બ્રહ્મત્વ વિના અન્ય રાજ્યાદિ જે જોઈએ તે મા ગવા ઇચ્છા જણાવી તેમણે કહ્યુ કે, મારે ત્રિભુવનનુ કે ચૌદ લોકનુ રાજ્ય નથી જોઈતુ પણ મારે તો બ્રહ્મતત્ત્વ જ જોઈએ છે બ્રહ્મદેવ અતર્ધાન થઈ ગયા પુન.

તેમણે ઉગ્ર તપશ્ચર્યા આરંભી અને જ્યારે તે બ્રહ્મર્ષિપદને પામ્યા ત્યારે જ વિરમ્યા આનું કારણ તેમને થયેલું આંતરવેદન જ હતું

આંતરવેદનવાળાને ગૌણ અર્થ પ્રાપ્ત થતાં શાંતિ થતી નથી, પણ તેને ઇચ્છાનો મુખ્ય અર્થ પ્રાપ્ત થાય છે ત્યારે જ શાંતિ થાય છે જેને આંતરવેદન થયું છે તેને અર્થસિદ્ધિની ઇચ્છા પ્રતિપળે જાગ્રત રહ્યા કરે છે, તથા પ્રતિપળે તે બળવાન થતી રહે છે અને પ્રતિપળે તેને પ્રયત્નમાં જે બળની જરૂર છે તે બળ આંતરમાંથી મળતું રહે છે

આંતરવેદન જેને નથી થયું તથા જેને થયું છે તેવા પુરુષની વૃત્તિનું સ્વરૂપ નીચેના શ્રીમાન લિશ્વર્વવરચિત પદમાં ઉત્તમ પ્રકારે વર્ણવેલું છે, તેથી તેને અહીં આપવું યોગ્ય ગણ્યું છે

'ગુરુબાણે ઘાયલ કો ન ભાળ્યા, આ વિશ્વમાં.
અંતરના દર્દી કોઈ નજર ન આવે,
નાટકના વેશ બધે ન્યાળ્યા રે,—
દરિયાને કાંઠે રહીને, મોતીતણી મોટી મોટી,
વાતોને જ્યાં ત્યાં જોયા કરતા રે જી,
ડૂબકી મારીને ગોતી મોતીનો લાવેલા,
જોયા ન પૃથ્વી બધી ફરતા રે—
જ્ઞાનની સાતે ભૂમિકાના રૂડા વર્ણનોને,
કરવે ટીકા જનો પૂરા રે જી,
પ્રથમ ભૂમિકાને પણ સિદ્ધ કરેલી એવા,
જોયા ન સુભાગી કોઈ શૂરા રે,—

* * * *

ગુરુતણા સાચા બાણે ઘાયલ જનોના કોઈ,
નેન અને ચેનવેણ ન્યારા રે જી,
પડે ને પરખેંગા સદા ઓળખે,
સમજી શું શકશે જે કુવારા રે,—

નરહરિ ગુરુતણા બાણ વાગ્યાં તેનું ચિત્ત,—
પંખી ન દૃશ્યે થકે ઊડી રે જી,
સ્વસ્વરૂપે તે ગરે નિશદિન વળગે
સર્પે જાણે નાખી દૃઢ ચૂડી રે,—'

આ પ્રમાણે જેને આંતરવે ન થયે નથી તે પોતાનો સમય અર્થ સિદ્ધિ થાય તોપણ ઠીક, અને ન થાય તો પણ ઠીક, એ પ્રકારના વિચારથી તદનુકૂલ પ્રયત્ન કરતો વીતાવે છે, પરંતુ જેને આંતરવેદન થયું છે, તેને તો ચેન જ પડતું નથી તેને એમ જ વિચાર પ્રાધાન્યપણે જાગ્રત હોય છે, અને તે વિના બીજી બધી વસ્તુઓ પ્રતિ તેની ઉપશાદૃષ્ટિ રહે છે

આંતરવેદનવાળાની આવી જ સ્થિતિ હોય છે તેમને કોઈ એક એવું આતરજ્ઞાન હોય છે, કે જેને લીધે તે બીજી બધી પ્રવૃત્તિ પ્રતિ અલક્ષ કરે છે અને માત્ર એક જ પ્રવૃત્તિ પ્રતિ સર્વ લક્ષ રાખે છે આ પ્રમાણે થવામા પૂર્વે અનુભૂત કોઈ દુખના પ્રહાર કારણભૂત હોય છે જોકે જ્યારે દુખનો કોઈ પ્રહાર મનુષ્યને થાય છે, ત્યારે તેને એમ લાગે છે, કે તેનું ઘણુ અહિત થયુ છે, પરંતુ તેમ થવાથી તેના મર્મભાગ ઉપર અસર કરીને તેનામા ઈશ્વર આંતરવેદનને જાગ્રત કરે છે, જે તેને તે દુખના જયને સધાવે છે ત્યારે જ શાંત થાય છે આ વિના આંતરવેદન થવામાં બીજા પણ કારણો હશે જ પરંતુ તે ત્યારે જ ઉદય પામે છે, કે જ્યારે જેના અંતઃકરણમા તેનો ઉદય થયો છે. તે તેનામાં સૂચિત અર્થને સિદ્ધ કરનાર હોય છે આ વાર્તા વિશેષ સૂક્ષ્મ છે, તેથી એટલું જ આપણે કહી શકીએ છીએ, કે અંતર્યામી ઈશ્વરની કોઈ હિતકર અને વિલક્ષણ ઈચ્છાથી જ તે પ્રકટે છે

# ૩ : ચિકીર્ષા

જેને મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાને માટે ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આંતરવેદન થયેલું છે તેને ચિકીર્ષા પ્રકટે છે. ચિકીર્ષા એ મનની એવી સ્થિતિ છે, કે જેમાં તેને કાર્યસિદ્ધિ કરવાની વિલક્ષણ વેગવાળી ઇચ્છા પ્રકટે છે. ચિકીર્ષા એટલે કાર્ય કરવાની ઉત્કટ ઇચ્છા.

જેને આ ચિકીર્ષા પ્રકટે છે તેને પછી બીજું કંઈ જ સૂઝતું નથી. હું મારું કાર્ય કેવી રીતે સિદ્ધ કરું, એ જ વિચાર તેને અખંડ બન્યો રહે છે. મારી મહત્ત્વાકાંક્ષાને હું કેવી રીતે આ ક્ષણે સિદ્ધ થયેલી જોઉં, એ પ્રકારની તેને ઉત્કટ ઇચ્છા હૃદયમાં જાગ્રત રહ્યા કરે છે.

બીજાં તમામ કર્તવ્યો પ્રતિ તેને વિરાગ પ્રગટે છે, અને આ એક કર્તવ્ય પ્રતિ જ તેને અનુપમ રાગ પ્રકટે છે. તે ખાય છે, પીએ છે અને બીજાં વિવિધ કાર્ય કરે છે છતાં તેમાં તેની વૃત્તિ લેશ પણ પરોવાતી નથી, પરંતુ તેનું ધ્યાન પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં જ લાગેલું હોય છે.

તેને બીજા એક પણ વિચારમાં સુખ જણાતું નથી. પણ માત્ર મહત્ત્વા - કાંક્ષાને સિદ્ધ કરવાના વિચારમાં જ સુખ જણાય છે. બીજા વિષયો સુખકર છતાં તેને દુઃખકર ભાસે છે, અને આ મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ કષ્ટ-પ્રદ છતાં તેને સુખપ્રદ જણાય છે.

જ્યારે મનુષ્યમાં ચિકીર્ષા પ્રકટે છે ત્યારે તેની આંતર સ્થિતિ કોઈ વિલક્ષણ થઈ રહેલી હોય છે. આ મનુષ્યની આ આંતર સ્થિતિને વાંચવાને અન્ય મનુષ્યો સમર્થ નથી જ, પરંતુ જેણે આ દશાનો કંઈ અનુભવ કર્યો છે, તે જ તેને જાણવાને સમર્થ હોય છે.

જેની પાંખો કપાઈ ગઈ છે, એવું પક્ષી જેમ ઊડી શકતું નથી તેમ આ મનુષ્યનું ચિત્ત બીજા કોઈ પણ કાર્યમાં દોડી શકતું, નથી. કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છા, એ જ તેનું સર્વ સમયમાં ધ્યેય થઈ રહેલું હોય છે. તે દિવસના સમયમાં આ વસ્તુનું ચિંતન કરે છે, એમ નહિ, પરંતુ રાત્રે પણ તે નિદ્રા લેતો નથી, અને તેનું જ ચિંતન કરે છે.

તે પોતાના મનમાં હું આ પ્રયત્ન કરું કે તે પ્રયત્ન કરું, હું આ માર્ગે મારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરું, કે તે માર્ગે કરું, એના જ વિચારમાં રત રહે છે. તેનું મન આંતરવેદન વડે એવી સ્થિતિમાં મુકાયું હોય છે કે તેને આ વિના બીજું ચિંતન રુચતું જ નથી, તથા તે બીજું ચિંતન કરતું પણ નથી.

મુમુક્ષુ અર્થાત્ મોક્ષની ઈચ્છાવાળા પુરુષની જેવી સ્થિતિ હોય છે, તેવી જ સ્થિતિ આ મનુષ્યની થાય છે. ફેર એટલો જ હોય છે, કે મુમુક્ષુ મોક્ષનું ચિંતન કરે છે, જ્યારે આ મનુષ્યને પોતાની મહત્ત્વાકાંક્ષાનું ચિંતન હોય છે; બાકી મનની સ્થિતિ તો એક જ પ્રકારની હોય છે.

વાસ્તવમાં મુમુક્ષુ પુરુષની સ્થિતિ કેવી હોય છે, તે તમે જાણો છો? જેને મુમુક્ષુતા પ્રકટે છે તેને નથી ખાવાનું રુચતું, તેને નથી પીવાનું રુચતું, નથી તેને વસ્ત્ર પહેરવાનાં રુચતાં, નથી તેને હરવાફરવાનું રુચતું નથી તેને વિવિધ વૈભવ રુચતા, કે તેને અન્ય કંઈ જ નથી રુચતું. તેની પ્રીતિનો વિષય એક મોક્ષ જ માત્ર હોય છે.

આ સંસાર શું, આ શરીર શું, આ શરીરમાં જે હું હું કરીને બોલે છે તથા વ્યવહાર કરે છે, તે વસ્તુતઃ કોણ છે, તે ક્યાંથી આવ્યો છે તથા ક્યાં જવાનો છે, આ જગત કોણે રચ્યું છે, ઈશ્વર એ કોણ છે અને કેવા છે, ઈશ્વરની સાથે પોતાનો કેવા પ્રકારનો સંબંધ છે, આવા અને આવા જ વિચારમાં તે નિશદિન રત રહે છે.

કદી કદી તે મૂઢ જેવો બની રહે છે, કદી તેની આંખોમાંથી અશ્રુ-પ્રવાહ વહે છે, કદી બાહ્ય જગતનું તેને અભાન થાય છે, અને આ જ પ્રમાણે તેની સ્થિતિ કોઈ વિલક્ષણ થઈ રહે છે. અન્ય મનુષ્યો તો આ મનુષ્યની સ્થિતિની કલ્પના કરવાને પણ અસમર્થ છે; કારણ કે તેમની કલ્પના-ની મર્યાદાથી બહારની તે સ્થિતિ છે.

આવી જ સ્થિતિ આ ચિકીર્ષાપ્રાપ્ત પુરુષની થાય છે. તેને બીજા વિષયમાં કંઈ જ ચેન પડતું નથી. માત્ર પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ-કરવાના વિચારમાં જ તેને સુખ જણાય છે. તેની વૃત્તિ સહજ સહજમાં કાર્ય-

આ પ્રકારની સ્થિતિ સામાન્ય મનુષ્યોને પ્રાપ્ત પણ થતી નથી. ઉત્તમ અધિકારીને જ આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. કારણ કે આવા મનુષ્યો કાર્યસિદ્ધિના સર્વ રીતે અધિકારી હોય છે. અને જે એક કાર્યને સિદ્ધ કરી શકે છે તે અન્ય કાર્યને પણ તે જ પ્રમાણે સિદ્ધ કરે છે. તેથી આવા પુરુષો મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી રહ્યા પછી જે કંઈ સિદ્ધ કરવાનું હાથમાં લે છે તે અવશ્ય સિદ્ધ કરે છે જ.

જ્યાં સુધી મનુષ્યને ચિકીર્ષા પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તે અમુક કાર્ય કરી શકશે, કે કેમ અથવા ક્યારે કરશે, તેનો કંઈ નિર્ણય થઈ શકતો નથી. પણ જેનામાં આ વૃત્તિ જાગ્રત થાય છે તેના વિષે એ અનુમાન સહજ કરી શકાય છે, કે તે હવે ધારેલા કાર્યને સત્વર સિદ્ધ કરશે જ.

અમુક મનુષ્યને અમુક કાર્ય કરવાની સાચી ઇચ્છા છે, કે કેમ એ આ ચિકીર્ષા ઉપરથી જાણી શકાય છે. અને આ ચિકીર્ષા જ્યારે મનુષ્યમાં પ્રકટે છે ત્યારે અંતરાત્માનો તેના ઉપર અનુગ્રહ થાય છે, અને તેને તેનું કાર્ય જે રીતે સરળપણે સિદ્ધ થાય તેવા માર્ગોને દર્શાવે છે. કાર્ય કરવાની સાચી ઇચ્છા જ્યારે મનુષ્યને થાય છે, ત્યારે જ અંતર્યામી તેને તેના હિતના માર્ગો દર્શાવે છે. પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને તેને યોગ્ય સાધનો પ્રાપ્ત નથી હોતાં તોપણ આ ચિકીર્ષા જો મનુષ્યોમાં પ્રકટેલી હોય છે તો તેને સર્વ સાધનો મળી આવે છે.

જેને ચિકીર્ષા પ્રકટી નથી તેને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને અનેક પ્રતિકૂલતા તથા અનેક વિઘ્ન દૃષ્ટિએ આવે છે, પરંતુ જેને તે પ્રકટી છે, તેને નથી તો પ્રતિકૂલતા જણાતી, કે નથી તો વિઘ્ન જણાતાં. તેની દૃષ્ટિ કેવળ કાર્યસિદ્ધિ પ્રતિ જ સ્થિર થયેલી હોય છે. જેથી કદાચ તેના માર્ગમાં પ્રતિકૂલતા કે વિઘ્ન હોય છે તો પણ તે અળપાઈ જાય છે; અથવા બાજુએ ખસી જાય છે.

ચિકીર્ષા એ એક એવી ઇચ્છા છે, કે જેના પૃષ્ઠભાગમાં અતુલ બળ રહેલું હોય છે. અને જ્યારે મનુષ્ય પ્રયત્નમાં જોડાય છે ત્યારે તેને આ બળની સહાય મળે છે અને તે કાર્યને સિદ્ધ કરે છે.

ચિકીર્ષા એ કાર્ય સિદ્ધ કરવાનો અંતરાત્માનો જ ખચ્યો ન ખાળી શકાય તેવો સ્વર છે. અને એ જ દર્શાવે છે કે જેનામાં તે પ્રકટે છે તે કાર્ય સિદ્ધ કરવાનો સર્વ રીતે અધિકારી છે. ચિકીર્ષા વડે જાણે સાક્ષાત્ અંતર્યામી જ અભિમાનીને કેમ ન કહેતા હોય, કે અમુક કાર્ય તારે કરવાનું છે, અને તે તારાથી સિદ્ધ થશે જ.

જેને ચિકીર્ષા પ્રકટેલી છે, તેને કાર્ય સિદ્ધ કરવાને માટે પ્રયત્નમાં જોડાવા માટે ઇતર પ્રેરણાની જરૂર પડતી નથી તેની ચિકીર્ષા એ જ તેને માટે ઉત્તમ પ્રેરણા હોય છે અને તે તેને કાર્યપ્રતિ પૂર્ણ વેગથી પ્રેરે છે.

આંતરવેદન અને ચિકીર્ષા પ્રકટતાં મનુષ્ય પુરુષપ્રયત્નમાં જોડાય છે. અને પોતાની મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં જ સિદ્ધ કરે છે, અને શાંતિને પામે છે.

આ ચિકીર્ષાનું સ્વરૂપ વર્ણવતાં તત્ત્વનિષ્ઠ શ્રીમાન વિશ્વવંદ્ય કહે છે કે,

'મોક્ષેચ્છા તીવ્ર પ્રકટતાં, નથી ખાનપાન આ રુચતાં,
નથી વાહન સુવસ્ત્ર ગમતાં, વ્યવહારમાત્ર ઉર દમતા.

* * *

નવ આવે નિદ્રા ભાવે ખાણું અન્ન,
ચણચણ ઉર દાઝે અશ્રુ વહે નયન.'

આ પંકિતઓમાં મુમુક્ષુની અર્થાત્ મોક્ષની ઇચ્છાવાળાની સ્થિતિનું સ્વરૂપ વર્ણવ્યુ છે. પરંતુ તે જ સ્થિતિ મહત્ત્વાકાંક્ષાને કે બીજાં કાર્ય સિદ્ધ કરવાની સાચી ઇચ્છાવાળાની થાય છે. અને આવી અંતઃકરણની સ્થિતિ ન થાય ત્યાં સુધી જાણવું કે, વાસ્તવ ચિકીર્ષા પ્રકટી નથી; અને વાસ્તવ ચિકીર્ષા પ્રકટયા વિના વાસ્તવ પુરુષપ્રયત્ન કે જે ફળને પ્રકટાવનાર છે, તે પણ થતો નથી. તેથી ફળનું દર્શન કરવા ઇચ્છનારમાં પ્રયત્નમાં જોડનાર સાચી ચિકીર્ષા પ્રથમ પ્રકટવાની જરૂર છે.

# ૪ : પુરુષપ્રયત્ન

આ જગતમા કોઈ પણ શકિત કે પદાર્થ ન મળે એમ તો નથી જ.

*　　　*　　　*

નથી આ જગે અસાધ્ય, જે ઊપજે છે ઉરવિષે,
માટે ગણી સઉ સાધ્ય, પ્રયત્ન કરવો હરમિષે.

*　　　*　　　*

(ત્રિ. વિ. ખડ્ગ)

ઈશ્વરે જીવોને અલ્પજ્ઞ તથા અલ્પશકત સ્થિતિમાં મૂકયા ત્યારે તેની સાથે તેમણે પુરુષપ્રયત્નરૂપી શકિત પણ તેમના અંતરમાં મૂકી છે, કે જે વડે તે પુનઃ પોતાના વાસ્તવ પદને પ્રાપ્ત કરી શકે. જીવત્વદશામાં અભિમાની અલ્પજ્ઞ તથા અલ્પશકિત હોય છે, પરંતુ પુરુષપ્રયત્ન વડે તે આ સ્થિતિનો જય કરે છે, અને સર્વજ્ઞત્વ તથા સર્વશકિતમત્ત્વ જેમાં રહ્યાં છે, તેવી સ્થિતિને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે સર્વજ્ઞત્વ એને સર્વશકિતમત્ત્વ જે પદમાં સ્થિતિ કરી રહ્યાં છે, તે ઈશ્વરપદને પુરુષપ્રયત્ન પ્રાપ્ત કરાવે છે, એ પુરુષપ્રયત્નનો મહિમા શું અનુપમ નથી?

પુરુષપ્રયત્નને મનુષ્યમાંથી લઈ લો, અને તેની સ્થિતિ શું થાય છે ને જુઓ. તેની પ્રગતિમાત્ર તરત જ અટકી જશે, અને તે એક ક્ષુદ્ર વસ્તુ જેવો બની રહેશે. પ્રગતિમાત્રના સંભવો પુરુષપ્રયત્નમાં જ રહેલા હોય છે.

પુરુષપ્રયત્ન એ અંતરાત્માનું જ સામર્થ્ય વિશેષ છે, અને તેના વડે મનુષ્ય જે ધારે તે કરી શકે છે. જે કાર્ય ઈશ્વર કરી શકે છે તે જ કાર્ય, કે તેવાં કાર્ય પુરુષપ્રયત્ન પણ કરી શકે છે, કારણ કે તે તેમનો અંશ છે.

પૂર્વનો ઈતિહાસ તપાસો અને જુઓ કે, પુરુષપ્રયત્ને શું શું કર્યું છે. સ્વર્ગમાંથી આ મૃત્યુલોકમાં પરમ પવિત્ર અને પાપહર ગંગાને લાવનાર કોણ હતું? એક છ વર્ષના બાળકને ધ્રુવલોકનું અનેક યુગપર્યંતનું સામ્રાજ્ય અપાવનાર કોણ હતું? જેને તેને લૂંટી લઈને લૂંટફાટનો ધંધો કરનાર જડ

મતિ વાલ્મીકિને ઋષિમુનિઓનું અગ્રણીપદ અપાવનાર કોણ હતું? જે સમયે મોગલ રાજાઓની પ્રબળ સત્તા પ્રવર્તી રહી હતી તે સમયે જેને કંઈ જ અનુકૂળતા ન હતી એવા આરંભમાં એક સામાન્ય સરખા પ્રતીત થતા શિવાજી મહારાજનો અચલ કીર્તિધ્વજ ફરકાવવામાં કયું કારણ હતું? એક ભિખારી જેવી દીન સ્થિતિમાંથી બૂકર ટી. વૉશિંગ્ટનને ઊંચકીને લાખો સ્રીપુરુષોનો ઉદ્ધાર અને ઉદય કરી શકે તેવી સ્થિતિમાં સ્થાપનાર કોણ હતું? એક સામાન્ય ગરીબ બાળકની સ્થિતિમાંથી અમેરિકાના પ્રેસિડેન્ટની અતિઉદાત્ત સ્થિતિએ લિંકનને ચઢાવનાર કોણ હતું? અને આ જ પ્રમાણે અત્યંત તુચ્છ સ્થિતિમાંથી અનેક મનુષ્યોને અત્યંત ઉચ્ચ સ્થિતિમાં સ્થાપનાર કોણ હતું?

આ સર્વ પ્રશ્નોના ઉત્તરમાં 'પુરુષપ્રયત્ન' એ શબ્દ જ આપણા સર્વના મુખમાંથી એકી વખતે સહજ જ નીકળી જાય છે. અહો, પુરુષપ્રયત્નનો મહિમા કેટલો અગાધ છે! પુરુષપ્રયત્ન શું કરે છે, અને શું નથી કરતો, એ પૂર્ણ રૂપમાં કોણ કહી શકે તેમ છે?

પુરુષપ્રયત્નને અસાધારણ કાર્ય કરવાં કઠિન નથી. પનામાની નહેર જે અમેરિકનોએ આજે કરેલી છે, તે શું એક અસાધારણ કાર્ય નથી? પુરુષપ્રયત્ન સ્થળને ઠેકાણે જળ અને જળને ઠેકાણે સ્થળ કરી શકે છે.

જેને આંતરવેદન થયેલું છે, અને જેને ચિકીર્ષાના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ચિકીર્ષા ઉત્પન્ન થયેલી છે, તે જ વાસ્તવ પુરુષપ્રયત્ન કરી શકે છે. પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરી સાધારણ રીતે પોતાનો નિર્વાહ ચલાવી મરી જવું, એમાં પુરુષપ્રયત્ન નથી. આટલું કરનાર વાસ્તવ પુરુષ પ્રયત્નના પ્રભાવથી અજ્ઞાત હોય છે. વાસ્તવ પુરુષપ્રયત્ન એ કોઈ જુદી જ વસ્તુ છે, અને તે વિરલ અધિકારીને જ પ્રાપ્ત હોય છે.

મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાની જ્યારે સાચી ઇચ્છા—ચિકીર્ષા મનુષ્યને થાય છે ત્યારે તે પછી આળસુ રહેતો નથી. તે તત્કાળ જ પુરુષપ્રયત્નરૂપી રણભૂમિમાં ઊતરી પડે છે અને વિજયને વરે છે.

સાચો ક્ષત્રિય વીર યુદ્ધને જોતાં જેમ શૌર્યથી હચમચી જાય છે, તેમ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાની સાચી ઈચ્છાવાળા પુરુષોનાં અંગેઅંગ હચમચી જાય છે અને કોઈ પણ ઉપાયે પોતાની ઈચ્છાને સિદ્ધ કરે છે, ત્યારે જ વિરમે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સાધારણ જીવોને વાસ્તવ પુરુષપ્રયત્નનું માહાત્મ્ય ખબર નથી જ હોતું. તે તો પોતાના સાધારણ પ્રયત્નને પુરુષ-પ્રયત્ન સમજે છે. અને પોતાનું કાર્ય સિદ્ધ ન થાય તો પછી માથે હાથ દઈને નસીબને બળવાન ગણતા બેસે છે.

નથી હોતું, પુરુષપ્રયત્ન કરનારને કદાપિ માથે હાથ દઈને બેસ-વાનું નથી હોતું. તેને માટે તો કાર્યસિદ્ધિ કે વિજય જ નિર્માણ થઈ ચૂકેલાં હોય છે; અગર ન નિર્માણ થયાં હોય તો પણ તે કાર્યસિદ્ધિને વરે છે જ. તેનું પ્રારબ્ધ તે પોતે જ રચી શકે છે કે પ્રારબ્ધને અન્યથા કરી શકે છે. તરવાર ગમે તેટલી તીક્ષ્ણ હોય કે ગમે તેટલા બળથી શત્રુ ઉપર વાપરવામાં આવતી હોય પરંતુ શત્રુ જો ધીરવીર હોય છે અને યોગ્ય ઢાલથી પોતાનું રક્ષણ કરી શકે તેમ હોય છે તો પછી તે કયા અર્થને સારે છે? કંઈ જ નહિ. તે પ્રમાણે પ્રારબ્ધ વિપરીત હોય પણ જ્યાં આકરા પુરુષપ્રયત્ન કરવામાં આવે છે ત્યાં તે નથી જ ફાવી શકતું.

તમે સહજ જ પૂછશો કે, કયા પ્રયત્નને વાસ્તવ પ્રયત્ન તમે કહો છો? તેનો ઉત્તર સરળ છે અને તે એ છે કે, જે કાર્યને સિદ્ધ કરાવે છે તે જ વાસ્તવ પ્રયત્ન છે. આંતરવેદનના પરિણામમાં જેમ ચિકીર્ષા પ્રકટે છે, અને ચિકીર્ષાના પરિણામમાં જેમ પુરુષપ્રયત્ન પ્રકટે છે તેમ, પુરુષ-પ્રયત્નના પરિણામમાં ફળ પ્રકટે છે. આંબા ઉપર મોર આવે છે ત્યારે એ અનુમાન સહજ થાય છે, કે હવે તેના ઉપર કેરીઓ આવશે. તે પ્રમાણે પુરુષપ્રયત્ન જ્યારે કરવામાં આવે છે ત્યારે એ અનુમાન સહજ થાય છે, કે હવે ફળ પ્રકટશે જ. જેટલો ફળમાં વિલંબ થાય છે તેટલી પુરુષપ્રયત્નમાં અપૂર્ણતા સમજવી, કે જેટલી અપૂર્ણતા ફળમાં પ્રતીત થાય છે, તેટલી ન્યૂનતા પુરુષ પ્રયત્નમાં સમજવી. સોળ આની પુરુષપ્રયત્ન થાય અને પંદર

આની ફળ મળે એમ હોતું નથી, પણ પૂરેપૂરું સોળ આની જ ફળ મળે છે. તેથી જ્યાં સુધી પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન થાય ત્યાં સુધી પુરુષપ્રયત્નને ત્યજી દેવાનો નથી, પણ હજી તેની અપેક્ષા છે, એમ સમજીને તેનું અનુષ્ઠાન કર્તવ્ય છે.

જેને મહત્ ફળનું દર્શન કરવું છે, તેણે સાધારણ પુરુષપ્રયત્ન કર્યે ચાલતું નથી. જેને પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવી છે તેણે સાધારણ પુરુષપ્રયત્નથી અટકી જવાનું નથી, અને તેટલેથી તેનો અર્થ પણ સધાતો નથી. મહત્ત્વાકાંક્ષીને વિલક્ષણ પુરુષપ્રયત્ન કરવો પડે છે.

સરકસનો ખેલ કરનાર ખેલાડી જ્યારે કોઈ અસાધારણ પ્રયોગ કરી બતાવે છે ત્યારે પ્રેક્ષકો તાળીઓના ગડગડાટથી તેને વધાવી લે છે. તે પ્રમાણે જેનો પ્રયત્ન જોઈને આ જગતનાં મનુષ્યો આશ્ચર્યથી તેના પ્રતિ સ્તબ્ધ બનીને જોઈ રહે, તથા ધન્ય છે, વાહવાહ, અહાહા, એવા શબ્દો બોલી ઊઠે, તો જ તેનો પ્રયત્ન સાર્થક છે તથા ત્યારે જ તેનો પ્રયત્ન તે વાસ્તવ પ્રયત્ન છે, એમ સમજવું.

તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને તમારે એક જ દિશામાં પ્રયત્ન કરવાનો હોય છે એમ નહિ, પણ ઉત્તર, દક્ષિણ આદિ દશે દિશામાં પ્રયત્ન કરવાનો હોય છે. જ્યાં સુધી કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી તમારે જે જે દિશામાં પ્રયત્ન કરવો જણાય તે તે દિશામાં અવિરતપણે પ્રયત્ન કરવો ઘટે છે.

શું તમે એમ કહો છો, કે અમે ઘણોએ પ્રયત્ન કર્યો પણ અમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ નથી થતી? ન કેમ થાય? થવી જ જોઈએ. પણ તે નથી થતી કે નથી થઈ તેનું કારણ એ છે કે, તમે વાસ્તવ પુરુષપ્રયત્નને કર્યો નથી.

નિરાશ ન થાઓ, પ્રયત્નને ત્યજી દો નહિ, પ્રારબ્ધ કાર્યને અર્ધું મૂકી દો નહિ; પણ ઊઠો, પુનઃ નવીન ઉત્સાહ અને નવીન વેગને ધારણ કરો. તમારો અર્થ સિદ્ધ કરવાને માટે શું તમે આકાશપાતાળને એક કરવાં પડે તો તે કર્યાં છે? શું તમારે ગિરિગહ્વરમાં પ્રવેશ કરવો પડે તો તેમાં તમે પ્રવેશ કર્યો છે? તમારે ઉદધિમંથન કરવું પડે, કે તેને તરવો પડે તો તે તમે કર્યું છે? હિમાલયને તમારે ઓળંગવો પડે તો તેને તમે

છે? આખી પૃથ્વી ફરી વળવી પડે તો તે તમે ફરી વળ્યા છો? અત્યંત અસહ્ય કષ્ટો તેને માટે વેઠવાં પડે તો તે તમે વેઠયાં છે? તમારા પ્રાણપર્યંત સર્વસ્વનો ભોગ તમારે આપવો પડે તો તે તમે આપ્યો છે? અને આવી જ બીજી આવશ્યક પણ જેમાં અસાધારણ વિલક્ષણતા રહેલી છે, એવી ક્રિયાઓ તમે કરી છે?'

તમે તરત જ ઉત્તર આપી શકશો, કે તેવું તો તમે કંઈ જ નથી કર્યું. બાળક જેમ લાકડીનો ઘોડો કરીને વરઘોડો કાઢયો, એમ માને છે તેમ તમે સાધારણ પ્રયત્ન કરીને એમ માન્યું છે કે, અહોહો! મેં બહુ મોટો પ્રયત્ન કર્યો છે! પા કલાક પણ આસન સ્થિર ન રાખી શકનાર મનુષ્ય જેમ પાંચ-દશ મિનિટ એક આસને બેસીને બે ચાર માળાઓ અસ્થિર ચિત્તે ફેરવીને માને, કે મેં ધ્રુવ કે વાલ્મીકિ જેવી તપશ્ચર્યા કરી, તેના જેવું જ તમે માનો છો. વાસ્તવ પુરુષપ્રયત્નના પ્રાંગણમાં પણ હજી તમારો પ્રવેશ થયો નથી, તો તેના મધ્ય ભાગમાં તો તમે કયાંથી જ પ્રવેશ્યા હો! તેના મધ્ય ભાગમાં પ્રવેશવા માટે ઉપર જણાવી તેવી બાબતો તમારે કરવી પડે તેમ છે.

તેથી તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છતા હો તો, આકાશ-પાતાળ એક કરવાં પડે તો તે કરો, આખી પૃથ્વી ફરી વળવી પડે તો ફરી વળો, અત્યંત તીવ્ર કષ્ટ સહન કરવાં પડે તો તે કરો, પ્રાણપર્યંતનો ભોગ આપવો પડે તો તે પણ આપો, અને સ્વલ્પમાં જે જે કંઈ કરવું પડે તે સર્વ કરો, અને વિજયને વરો. જ્યાં સુધી તમે આ પ્રમાણે નથી કરી શકતા ત્યાં સુધી તમારી અને કાર્યસિદ્ધિ વચ્ચે અંતર જ રહેલું છે, એમ સમજો.

જેને કાર્યસિદ્ધિ કરવી છે તે સગાંસંબંધીને છોડવાં પડે તો છોડે છે, માતા પિતા કે સ્ત્રી પુત્રાદિના પ્રેમને જીતે છે, વિવિધ વૈભવ અને મોહને ત્યજે છે, અને આ પ્રમાણે જેનો ભોગ આપવો પડે તેનો ભોગ આપે છે પણ પોતાના અર્થને તે સિદ્ધ કરે છે જ.

હોતા હે, ચલતા હે, એ પ્રમાણે સાધારણ વેગવાળો પ્રયત્ન ન થવા દો. પણ જે વર્તમાન જન્મમાં જ સત્વર કાર્યસિદ્ધિનું દર્શન કરાવે તેવા તીવ્ર વેગવાળા પુરુષપ્રયત્નને થવા દો.

એક પ્રયત્ન કરીને ફળ ન મળે તો અટકી ન જાઓ, પણ એક પાછળ બીજો પ્રયત્ન કરો, બીજા પાછળ ત્રીજો કરો, ત્રીજા પાછળ ચોથો કરો અને આ પ્રમાણે પ્રયત્નપરંપરાને એક પછી એક કર્યા જ કરો. હજાર પ્રયત્ન કરવા પડે તો હજાર કરો અને તેથી વધારે કરવા પડે તો તેથી વધારે કરો, પણ ફળને પ્રાપ્ત કરો ત્યારે જ વિરમો.

જેને સામાન્ય કાર્ય કરવું છે તેને સામાન્ય પ્રયત્નની જરૂર છે, પણ જેને મહાન કાર્ય કરવું છે તેને સામાન્ય પ્રયત્નથી ચાલે તેમ નથી. તેણે તો કાર્યાનુરૂપ પ્રયત્ન કરવો જ ઘટે છે. તમારે તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે, તો પછી તમારે સાધારણ પુરુષપ્રયત્નથી ચાલે તેમ નથી જ.

હારી ન જાઓ, અસાધારણ પ્રયત્ન કરવાનો છે, જાણીને ધૈર્યને ન હારી જાઓ. તે પ્રમાણે તમે કરી શકો તેવું બળ તમારામાં વિદ્યમાન છે જ. તમને તે પ્રતીત નથી થતું તેનું કારણ એ છે કે, તમે તેને પ્રકટ નથી કર્યું પણ ગુપ્ત રાખ્યું છે. જ્યાં તમે પ્રયત્ન કરવા માંડો છો ત્યાં આ બળ આપોઆપ જ પ્રકટ થાય છે. પ્રયત્નરૂપી ઘર્ષણની જ તેને જરૂર હોય છે, અને તે મળતાં તે સહજ પ્રકટે છે.

મોટા જાડા શરીરવાળા કે શ્રીમાન કે એવા મનુષ્યો જ વાસ્તવમાં પુરુષપ્રયત્ન કરી શકે છે, એમ હોતું નથી. જેને સાચી ચિકીર્ષા છે તે ગમે તે સ્થિતિમાં પ્રયત્ન કરી શકે છે. મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાની સાચી ઈચ્છાવાળાને નથી તો દુર્બલ શરીર નડતું, કે નથી તો દરિદ્રતા નડતી, કે નથી બીજી કોઈ વસ્તુ નડતી. તેને બાહ્યબળની જરૂર ઓછી રહે છે. તેના અંતરમાં એક પ્રકારનો એવો ન રોકી શકાય તેવો વિલક્ષણ વેગ ઊઠતો હોય છે, કે તે અન્ય મનુષ્યો ન કલ્પી શકે તેવો પ્રયત્ન કરી શકે છે. તેના આ આંતર સામર્થ્ય અને આંતર વેગની જગતને ઝાંખી પણ થતી નથી. કારણ કે તે જોવાને તેનાં નેત્ર યોગ્ય થયાં નથી. તે તો આત્મબળથી આગળ ને આગળ ધપ્યો જાય છે, અને જ્યારે તે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે ત્યારે જગત તેના પ્રતિ આશ્ચર્ય મુખમુદ્રાથી સ્તબ્ધ બની જોઈ રહે છે. અને આ જોઈ રહેનારામાંથી ઘણા તો તેને તે સ્થિતિ પ્રાપ્ત થયાનું

કારણ પ્રારબ્ધ ગણે છે, કે કાં તો ઈશ્વરેચ્છા, સંજોગ કે તકને ગણે છે. પરંતુ તે બિચારા જાણતા નથી હોતા કે, પ્રારબ્ધ, ઈશ્વરેચ્છા કે સંજોગો ક્યારે અને કેવી રીતે કોને માટે કાર્ય કરે છે. × × ×

શ્રીનૃસિંહાચાર્ય પ્રણીત શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ નામના પુસ્તકમાં પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા પ્રાપ્ત રાજ્યવૈભવને ત્યજીને અરણ્ય પ્રદેશમાં વિચરનાર શ્રીવીરવિજયચંદ્ર કહે છે કે,

વીર પુરુષ તો તેહ, જે આદર્યું તે ઉર કરે,
આદિ સમર્પે દેહ, પછી કાલથી પણ નવ ડ..,

* * *

ન મળે ઇચ્છયો અર્થ, તો શું પુરુષપણું રહ્યું.
જગમાં તપી તપી વ્યર્થ, દુઃખદ શકટ સ્કંધે વહ્યું

* * *

થાવું ન ઘટે નિરાશ, ઘટમાં પ્રાણ રહ્યા લગ,
કાં તો ત્યજવી આશ, કાં મેળવવું નવ ડગી.

* * *

તે પ્રમાણે કાલભયથી ન ડરતાં આપણી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા વીર પુરુષ બનવાની જરૂર છે. જો આ જન્મમાં ઇચ્છેલો અર્થ ન મળે તો પછી પુરુષપણું નિરર્થક છે. અને જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં લગી અધૈર્યથી નહિ ડગીને નિરાશાને વશ નહિ થતાં ઈપ્સિતાર્થને સિદ્ધ કરવા ઘટે છે. અને આવો નિશ્ચય સેવનાર જ મહત્ત્વાકાંક્ષાને વર્તમાનદેહમાં સિદ્ધ કરી શકે છે. અને આવા નિશ્ચય વિનાના મનુષ્યો સહ જ પ્રયત્ન કરતાં કાલક્ષેપ કરે છે અને મરણને શરણ થાય છે.

શ્રીવીરવિજયચંદ્રને માર્ગમાં એક વૃદ્ધ તપસ્વી મળે છે, જે તેમને જણાવે છે, કે 'આ જગતમાં કોઈ પણ શક્તિ, કે કોઈ પણ પદાર્થ ન મળે એમ તો નથી જ.'

આ વાક્ય ઉપર વિચાર કરો, અને નિશ્ચય કરો, કે તમે કોઈ પણ વસ્તુને મેળવી શકો તેમ છો, અથવા તમે તમારી ગમે તેવી મહત્ત્વકાંક્ષાને પણ સિદ્ધ કરી શકો તેમ છો જ. આ વચનોને આ તપસ્વીના મુખમાંથી

બોલાવનાર કોઈ સામાન્ય જીવદશાપન્ન મનુષ્ય ન હતા પણ નિત્ય શિવસ્વરૂપમાં રમનાર પરમાત્મા શ્રીમાન નૃસિંહાચાર્યજી હતા; અને તેમનાં આ વચનો પરવચનરૂપ સમજો, કે ઈશ્વરના મુખમાંથી નીકળેલાં હોવાથી સિદ્ધ થઈ શકે તેવાં વેદવાક્યોરૂપ સમજો. એ તમે જાણો છો, કે પૃથ્વી ચળે છે, મેરુ ચળે છે અને નભોમંડળ ચળે છે, પણ મહાપુરુષનાં વાક્યો કદી ચલિત થતાં નથી. તે પ્રમાણે યત્નશીલને કોઈ પણ પદાર્થ મળ્યા વિના રહેતો નથી, એ સિદ્ધ નિયમ સમજો.

આગળ ચાલતાં ચાલતાં વળી વીરવિજયચંદ્ર બોલે છે કે,

'જે ધાર્યું નવ થાય, તો જીવ્યાથી અધિક શું?
ભલે પ્રાણ વહી જાય, પણ નિશ્ચયથી ન ડગ તમુ.'

તે પ્રમાણે પ્રાણ જતા હોય તો ભલે જાય, પણ કૃતનિશ્ચયથી વિમુખ થવાની અથવા તેને ત્યજી દેવાની બુદ્ધિમાનને જરૂર નથી જ. કારણ કે આ જગતમાં જે મનુષ્ય પોતાનું ધાર્યું કરતો નથી અને પરવશપણે મૃત્યુમુખમાં પડે છે, તેવા મનુષ્યોનું જીવન નિરર્થકસમ જ છે.

મનુષ્યને આરંભમાં કંઈ જ અનુકૂળતા નથી હોતી, પરંતુ તે પ્રયત્ન કરવા માંડે છે, એટલે તેને સર્વ અનુકૂળતા મળી આવે છે. મહત્ત્વાકાંક્ષા પ્રયત્નથી સિદ્ધ થયા વિના રહેતી જ નથી. તમે યથામતિ અને યથાશક્તિ અંતઃકરણપૂર્વક પ્રયત્ન કર્યા કરો અને તમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થયા વિના નહિ જ રહે.

તત્ત્વવિદ્ શ્રીમાન્ વિશ્વવંદ્ય શ્રીસુધાસ્રોતસ્વિનીના દ્વિતીય કલ્લોલમાં લખે છે કે,

'પુરુષાર્થપુત્ર ઉદ્ભવતાં, દારિદ્ર્ય દુખ સઉ ટળતાં,
સિદ્ધિનિધિ પાયે લળતાં, ઐશ્વર્યો આવી મળતાં,
તુચ્છ કીટ પણ પોતે બની જાતો શિવ ખુદ,
વર્તતી સકળ વિશ્વમાં આ૨ અદ્ભુત.'

તે પ્રમાણે મનુષ્યના ઈપ્સિતાર્થ માત્ર પુરુષાર્થ વડે સધાય છે. પુરુષ પ્રયત્નથી જીવ શિવપદને અર્થાત્ સર્વોત્તમ ઈશ્વરપદને પામે છે તો પછી

ઈતર લૌકિક અલૌકિક મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે, એમાં શું આશ્ચર્ય છે, કે શી શંકા છે?

ઘણા મનુષ્યો કહે છે કે 'પ્રયત્નનું ફળ વર્તમાન દેહમાં ક્યાં મળે છે? ઘણાએ મનુષ્યો બિચારા પ્રયત્ન કરે છે, પણ તેમને ફળ ક્યાં મળે છે?' પરંતુ આ તેમનું કહેવું વાસ્તવિક નથી. પ્રયત્નનું ફળ મળે છે જ. કારણ કે તેવો ઈશ્વરનો કે પ્રકૃતિનો—કુદરતનો સિદ્ધ નિયમ છે. પરંતુ જે પ્રયત્નશિથિલ હોય છે તેનું ફળ વિલંબે મળે છે. તેથી જેણે વર્તમાન દેહમાં જ પોતાના પ્રયત્નનું ફળ ભોગવવું છે તેમણે સામાન્ય પ્રયત્ન કર્યે પરવડે તેમ નથી. આપણા શાસ્ત્રમાં કહ્યું છે, કે–अतीवउग्रपुण्यानां फलमिहैव अश्नुते અતિ ઉગ્ર પુણ્ય કરનાર તેનું ફળ અહીં જ—આ લોકમાં જ ભોગવે છે. તે પ્રમાણે અતિ ઉગ્ર પુરુષાર્થનું ફળ આ લોકમાં જ, આ દેહમાં જ મળે છે, તેથી સામાન્ય પ્રયત્ન કરી અટકી ન જાઓ, પરંતુ અતિ ઉગ્ર પ્રયત્ન કરીને વર્તમાન દેહમાં જ તમારી મહત્ત્વાકાંક્ષાને અથવા તમારી ઈચ્છાને સિદ્ધ થયેલી અનુભવો. દેવો પણ એક વખત તમારો પ્રયત્ન જોઈને ધન્યવાદ આપે તેવો પ્રયત્ન કરો. તમારા પ્રારબ્ધમાં કોઈ વસ્તુ ન હોય અથવા તમારું પ્રારબ્ધ વિપરીત હોય, તોપણ તમારો અવિરત અને ઉગ્ર પ્રયત્ન જોઈને ઈશ્વરને પણ તમારે માટે કોઈ માર્ગ કાઢવો પડે, એવો અસાધારણ પુરુષપ્રયત્ન કરો. તમારા પુરુષપ્રયત્નના ફળરૂપે જ્યારે તમને ઈતર ઉચ્ચલોકમાં પ્રવેશ કરવાનો સમય આવે ત્યારે તમને તે લોકસ્થિત દેવો આનંદથી વધાવી લે, તેવો પુરુષપ્રયત્ન કરો.

અને આ પ્રકારનો પુરુષપ્રયત્ન કરનાર માટે બ્રહ્મલોકપર્યંતનાં દ્વાર નિરંતર ખુલ્લાં જ છે, એમ નિશ્ચય સમજો. તે પોતાના પુરુષપ્રયત્ન વડે એક જ કાર્યને સિદ્ધ કરે છે. એમ નહિ, પરંતુ તદનંતર તેને સર્વ કાર્ય સિદ્ધ કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી યોગ, ભોગ કે મોક્ષ સર્વ સત્વર સિદ્ધ કરાવનાર આ પુરુષપ્રયત્ન જ છે, એમ સમજીને તેનું નિત્ય અનુષ્ઠાન કરો.

## ૫ : તારો કર્મમાં જ અધિકાર છે ફળમાં નથી

ફલમાત્રની પ્રવર્તક સત્તા પોતાના નિયમમાં કેવી સાવધાન છે તેને આ અલ્પજ્ઞ જીવો શું જાણે? (ત્રિ. વિ. ખડ્ગ.)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन—તારો કર્મમાં અધિકાર છે, ફળમાં (અધિકાર) નથી. એ શ્રી ભગવદ્ ગીતાના શ્રીકૃષ્ણ પરમાત્માના વચનનો વાસ્તવ શું અર્થ છે, તે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છનારે સારી રીતે સમજવાની જરૂર છે.

પ્રાણીમાત્રની અને મનુષ્યમાત્રની પ્રવૃત્તિ ફળની આશાથી જ થાય છે, ફળની આશાને જો આપણે પ્રાણીમાત્રના અને મનુષ્યમાત્રના હૃદયમાંથી લઈ લઈએ તો તે પ્રવૃત્તિ કરતાં તરત જ અટકી જાય છે. કોઈ પણ પ્રકારના ફળની આશાને લઈને આ સર્વ પ્રવૃત્તિમાં જોડાય છે, એ કોઈ પણ મનુષ્ય સહજ સમજી શકે તેમ છે જ. પોતાની પ્રવૃત્તિનું અમુક ફળ મળશે, એ આશાએ તો જીવમાત્ર વિવિધ ક્રિયા કરે છે. અને આવી આશા જો તેને નથી હોતી તો પછી તેને પ્રવૃત્તિમાં જોડાવાનું કોઈ પ્રયોજન રહેતું નથી.

આ પ્રમાણે આ વિશ્વનો ક્રમ છતાં શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં 'તારો કર્મમાં જ અધિકાર છે, અને ફળમાં (અધિકાર) નથી' એ વાક્ય શા માટે કહ્યું છે, તે બુદ્ધિમાનને વિચારવાયોગ્ય જ છે.

મનુષ્યો ખાવાની પ્રવૃત્તિ કરે છે, તે પણ ફળની આશાથી, તે નોકરી કે વ્યાપારાદિ કરે છે, તે ફળની આશાથી, તે સાચું કે જૂઠું વર્તન કરે છે તે પણ ફળની આશાથી, સ્ત્રીપુરુષ લગ્નસંબંધથી એકબીજા સાથે જોડાય છે, તે પણ ફળની આશાથી, ખેડૂતો ખેતી કરે છે, તે પણ ફળની આશાથી-અને આ જ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય કોઈને કોઈ ફળની આશાને અવલંબીને જ પ્રવૃત્તિ કરે છે, એ અતિ સ્પષ્ટ જ છે. હવે જો આ ફળની આશા તેમનામાંથી લઈ લેવામાં આવે તો પછી તેમને પ્રવૃત્તિ કરવાનું કે કર્મ-માં જોડાવાનું કોઈ પ્રયોજન રહેતું નથી. અને તે પ્રયોજનનો વિનાશ થતાં પછી સ્વભાવથી જ મનુષ્યો કર્મથી ઉપરામ પામી રહે છે. તો પછી તારો કર્મમાં જ અધિકાર છે અને ફળમાં નથી, એવું ભગવાને શા માટે કહ્યું હશે, એ પ્રશ્ન થવો એ સ્વાભાવિક જ છે. અને તેમાં પણ વિશેષે કરીને જેને મહત્ત્વા-કાંક્ષાની સિદ્ધિ કરવી છે તેને તો એ પ્રશ્ન સહજ જ થાય તેમ છે, કે જો તે ફળની આશાથી રહિત થઈને બેસે છે, તો તેને જોઈએ તેવો ઉત્સાહ પ્રકટતો નથી તથા તેને જે પ્રકારનો પુરુષપ્રયત્ન કરવાની જરૂર છે, તે પ્રકારનો પુરુષપ્રયત્ન તેનાથી થઈ શકતો નથી; અને આ પ્રમાણે થવાથી તેની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઈ શકતી નથી જ.

આવાં આપણા શાસ્ત્રના ગૂઢ વાક્યોના અર્થ યથાર્થ રૂપમાં સમજવાને સંયમદૃષ્ટિની જરૂર છે; અથવા તો જેના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થયો છે તેવા મહાભાગ પુરુષવરોને તેના અર્થ યથાતથા—જેવાતેવા રૂપમાં સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે હોવાથી આજે અનેક મનુષ્યો અનેક તર્કવિતર્ક કરીને આપણા શાસ્ત્રોના વાક્યોના અર્થ કરવા મચી પડે છે. પરંતુ તેમણે કરેલા નિર્ણય કેવલ તર્કાધીન જ હોય છે અને તેથી તે અયથાર્થ જ હોય છે. આ કાળમાં આવા નિર્ણય કરનાર અનેક મનુષ્યો જોવામાં આવે છે, અને વસ્તુતઃ તે કંઈ જ યથાર્થ અર્થને જાણી શકયા નથી હોતા, છતાં જાણે પોતે યથાર્થ દૃષ્ટિને પ્રાપ્ત થયા હોય તેમ માનીને જનસમૂહનું કલ્યાણ કરવાને ઘૂમે છે.પરંતુ તેવા મનુષ્યોએ આજ સુધી જનસમૂહનું કંઈ જ વાસ્તવ કલ્યાણ કર્યું નથી. અને હવે પણ કરનાર નથી જ. આ પ્રકારનાં નિગૂઢ રહસ્યોને

જાણવા માટે આંતર-ચક્ષુ ઉઘડવાની જરૂર છે; અને જેને તે દૃષ્ટિ પ્રાપ્ત થયેલી છે તે જ આ પ્રકારનાં રહસ્યને યથાર્થ રીતે સમજી શકે છે.

न तस्य प्रतिमा विद्यते—તેની પ્રતિમા હોતી નથી—એ વાક્યનો અર્થ અનેક મનુષ્યો મૂર્તિપૂજાના ખંડનમાં કરે છે, અને આ દેશના તથા પરદેશના હજારો મનુષ્યો મૂર્તિપૂજા નકામી છે, તેથી દેશને અનેક હાનિ થઇ છે તથા થાય છે, અને તેને અજ્ઞાની કે મૂર્ખ મનુષ્ય જ માને છે. એમ કહીને મૂર્તિપૂજાનો ઉચ્છેદ કરે છે પરંતુ આમાંથી કોણે ભકિતને સાધી છે, કોણે યોગને સાધ્યો છે, અને કોણે વેદના તાત્પર્યને યોગ્ય પ્રણાલિકા દ્વારા એ જાણી-ને સ્વાનુભવ કરેલો છે, અને નિરાવરણ દૃષ્ટિને પ્રાપ્ત કરેલી છે, કે તે છાતી ઠોકીને એમ જ કહી શકે છે, કે મૂર્તિપૂજા નકામી છે અને તે હાનિ કરે છે. જેમણે જેમણે પૂર્વે આર્યશાસ્ત્રાનુસાર ભકિત, યોગ કે તત્ત્વવિચારને સિદ્ધ કર્યા છે, તે તો મૂર્તિપૂજાનો સ્વીકાર જ કરે છે, અને તેના લાભ જ જણાવે છે. તો જેને જે શાખનો સ્વાનુભવ છે, તેમનું કહેવું વધારે પ્રમાણભૂત કહી શકાય, કે જે માર્ગે જેણે કદી એક ડગ પણ ભર્યું નથી તેમનું કહેવું વધારે પ્રમાણભૂત કહી શકાય? ભલે બીજી રીતે આ મનુષ્યો મોટા ધુરંધર વિદ્વાન હોય, પણ તેથી શું થયું? તેટલાથી તેમને આ દિશાનું જ્ઞાન છે, એમ કેવી રીતે કહી શકાયે? તેથી અંગ્રેજો, અમેરિકનો કે આપણા દેશના મોટા વિદ્વાન ગણાતા મનુષ્યો, કે જેમને ઉપાસનામાર્ગનું કિંચિત્ સરખું પણ જ્ઞાન નથી, તે મૂર્તિપૂજાને નિંદે, કે તેને હાનિ કરનાર કહે, તેટલા ઉપરથી બુદ્ધિમાને વ્યામોહને પામવાનું લેશ પણ પ્રયોજન નથી જ.*

---

* બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન મેળવવાથી જેમ પાણી થાય છે અને આ બે વસ્તુને મેળવીને પાણી કરવાનો ક્રમ જેમ શાસ્ત્રીય તથા કુદરતી છે તે જ પ્રમાણે મૂર્તિપૂજનના અમુક અમુક ક્રમથી અમુક અમુક ફળ સિદ્ધ થાય છે તથા મૂર્તિપૂજા એ જંગલી મનુષ્યોએ માનેલી કે કંઇ અર્થવિનાની પ્રક્રિયા નથી, પણ કેવળ શાસ્ત્રીય (સાઇન્ટિફિક) તથા કુદરતી પરમ કલ્યાણજનક અને વિવિધ વિલક્ષણ ફળને ઉત્પન્ન કરનાર સર્વોત્તમ પ્રક્રિયા છે. એ સંબંધમાં એક સ્વતંત્ર

હવે આપણે 'તારો કર્મમાં જ અધિકાર છે, ફળમાં નથી,' એ સંબંધમાં વાસ્તવ પ્રકાશ પાડીશું. ફળની આશા જતાં જીવોનું કર્મમાં જોડાવું નથી થતું, એ વાર્તા શ્રીકૃષ્ણ પરમાત્માને અજ્ઞાત હોય, એમ હોવું સંભવતું નથી જ. પરંતુ તેમણે આથી તે વાક્ય વડે વિશેષ અર્થ કહેવા ધાર્યો હોવો ઘટે છે. પરંતુ આ વાર્તાને નહિ સમજીને અનેક મનુષ્યો આજે જેને તેને એ બોધ દેવા મચી પડે છે. કે ભાઈ! આ શ્રીકૃષ્ણ ભગવાનના વાક્યપ્રમાણે નિષ્કામ કર્મ કરો. ફળની આશાથી રહિત થઈને કર્મ કરો. પરંતુ આવા બોધ દેનાર મનુષ્યો જ ફળની વિવિધ આશાથી યુક્ત હોય છે, અને તેઓ તેને લઈને જ વિવિધ ક્રિયા કરતા હોય છે!

આ વાક્યમાં જે 'અધિકાર' શબ્દ વપરેલો છે, તે સંબંધમાં વિચાર કર્તવ્ય છે અને આ જ ઠેકાણે ભ્રાંતિ થતી જણાય છે. તારો કર્મમાં અધિકાર છે અને ફળમાં અધિકાર નથી, તેનો એવો અર્થ છે, કે કયા કર્મનું, ક્યારે અને કેટલું ફળ મળશે, એ સંબંધનું ચિંતન કરવું, એ તારા અધિકાર (પ્રોવિન્સ)ની વસ્તુ નથી; અર્થાત્ તેનું ચિંતન કરવાની તારે જરૂર નથી. તારો તો કર્મમાં જ અધિકાર છે, અર્થાત્ કયું કર્મ કરવું, તેને કેટલા પ્રમાણમાં કરવું, કઈ દિશામાં કરવું, એ વગેરે કર્મસંબંધમાં વિચાર કરવો, એ તારા અધિકારની (પ્રોવિન્સ) વસ્તુ છે. અને તે પ્રમાણે કર્મ કરીને તારે તેનું શું ફળ મળશે એ વાર્તા ઈશ્વરને હસ્તક રાખવી ઘટે છે.

'मा फलेषु कदाचन—ફળમાં તારો અધિકાર નથી,' એનો એવો અર્થ નથી, કે તને ફળ મળતું નથી. ઘણા મનુષ્યો ભ્રાંતિથી આવો પણ અર્થ કરી બેસે છે, પરંતુ તેમ નથી જ. કર્મ અને ફળ શબ્દ અને અર્થની પેઠે જ જોડાયેલાં છે; અથવા તો ધૂમ અને અગ્નિની પેઠે જોડાયેલાં છે. જ્યાં ધૂમ છે ત્યાં અગ્નિ હોય છે જ, તે પ્રમાણે જ્યાં કર્મ છે ત્યાં ફળ પ્રકટે છે જ. કર્મનું ફળ પ્રકટવું, એ આ જગતનો એક સિદ્ધ નિયમ જ છે. તેથી કર્મનું ફળ તો જીવને મળે છે જ.

---

પુસ્તક ઈશ્વરાનુગ્રહથી અમે લખવાના છીએ, જેથી અત્રે એ સંબંધમાં વિશેષ વિસ્તાર કરવો અનુચિત ગણ્યો છે

અથવા તો તારે ફળની આશા રાખવાની નથી, એવો પણ આ વાકય-માં ભાવ નથી જ. ફળની આશા રાખવાની જ છે, પરંતુ તેનું વારંવાર ચિંતન કરવાનું નથી. હું જે કર્મ કરું છું તેનું મને અમુક ફળ મળશે, કયારે મળશે, હજી કેમ મળતું નથી, કેટલા પ્રમાણમાં મળશે, વિપરીત ફળ તો નહિ મળે, એવું ચિંતન કર્મ કરનારે કરવાનું નથી, એ જ કહેવાનો આ વાકયનો આશય છે. કર્મના સંબંધમાં ભલે મનુષ્ય વિવિધ વિચાર કરીને, અને નિર્ણય કરીને પ્રવૃત્તિ કરે, કારણ કે તે તેનો પ્રદેશ છે, પરંતુ ફળના સંબંધમાં નિર્ણય કરવાનું કામ તેનું નથી.

શ્રીમાન નૃસિંહાચાર્યજી પોતાના ત્રિભુવનવિજયી ખડ્ગ નામના ગ્રંથમાં લખે છે, કે 'આ સંસારમાં કયા મનુષ્યને કયું સુખ–દુઃખ, અને કયા નિમિત્તથી મળશે, એની ખાતરી કરી શકાતી નથી. × × × ખરું જોતાં આ જીવો રાત્રિદિવસ ક્રિયા કરે છે, તોપણ કઈ ક્રિયાનું કયું ફળ કયારે મળશે તથા કયારે ટળશે તે જાણતા નથી. તેમ જ કયું ફળ કેવા પ્રકારની તથા કેટલી ક્રિયા કરવાથી કયારે મળશે, તથા કયા કારણથી કયારે અપાશે અને તે સુખદ કે દુઃખદ નીવડશે, એ આદિ જાણવાયોગ્ય વાર્તાને પણ જાણતા નથી,' તે પ્રમાણે જીવદશાપન્ન મનુષ્યોને ખબર નથી હોતી, કે કઈ ક્રિયાનું કયું ફળ કયારે મળશે. અને એ સંબંધમાં તે જે જે નિર્ણય કરે છે, તે અયથાર્થ જ હોય છે. તેથી એ સંબંધનું ચિંતન વસ્તુતઃ મિથ્યા જ છે. તેથી જ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે, કે તારો કર્મમાં અધિકાર છે, પણ ફળમાં અધિકાર નથી, અર્થાત્ કર્મના પ્રદેશમાં પ્રવેશતી વખતે તારે ફળના પ્રદેશમાં પ્રવેશવાની જરૂર નથી જ.

વળી કર્મનું ફળ મળે છે, એ સિદ્ધ નિયમ છે, તો પછી કર્મનું ફળ આપણને યોગ્ય સમયે મળશે જ. તેથી પૂર્ણ ઉત્સાહથી કર્મ કરતા રહેવું, એ જ આપણે માટે હિતકર છે તથા શ્રેષ્ઠ છે.

આ પ્રમાણે નહિ કરનારની શી સ્થિતિ થાય છે? તે થોડું કર્મ કરે છે, અને હજી મને ફળ કેમ નથી મળ્યું, હજી મારી ઇચ્છાનુસાર મને ફળ

કેમ ન મળ્યું, મને પ્રતિકૂલ ફળ કેમ મળ્યું, મને ફળ ભાવિમાં મળશે કે નહિ, એ પ્રકારના ચિંતનમાં જ રહે છે, અને તેથી પૂર્ણ એકાગ્રતાથી કર્મમાં—પુરુષપ્રયત્નમાં જોડાઈ શકતો નથી અને તે પ્રમાણે થવાથી તે ફળનું દર્શન પણ કરી શકતો નથી તેથી ફળના સંબંધનું ચિંતન ત્યજીને કર્મમાં જ એકાગ્રતાપૂર્વક આપણો અધિકાર સમજીને સંલગ્ન રહેવું ઉચિત છે

વળી જેને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે, તેણે તો ફળનું ચિંતન ઘડીએ ઘડીએ અને પલકે પલકે કર્યું પરવડે તેમ નથી જ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાને પ્રયત્નને વિશેષ પ્રમાણમાં અને વિશેષ સમય પર્યંત કરવાની જરૂર હોય છે તેથી તેમ નહિ કરતાં જો તે ફળનો વિચાર કરવા બેસી જાય છે તો પછી પ્રયત્ન બાજુએ રહી જાય છે મહત્ત્વાકાંક્ષીએ તો એ જ કરવાનું છે, કે એક પુરુષપ્રયત્ન પ્રતિ જ દૃષ્ટિ સ્થાપીને ચાલવાનું છે તેણે પૂર્ણ વિશ્વાસ રાખવો ઘટે છે, કે તે જે ફળને ઈચ્છે છે તે મળશે જ, અને એમ માનીને તેણે પુરુષપ્રયત્નમાં જ સંલગ્ન રહેવું ઘટે છે

ક્રિયા અને ફળ, કે કર્મ અને ફળ, એ એવી રીતે જોડાએલાં છે, કે જ્યાં પૂર્વ પૂર્વ છે ત્યાં ઉત્તર ઉત્તર હોય છે જ,—પ્રકટે છે જ તેથી ફળના સંબંધમાં તે મળશે જ એવી દૃઢ શ્રદ્ધાને અંતરમાં પોષવા વિના અન્ય કંઈ જ કર્તવ્ય નથી જે કંઈ કરવાનું છે તે પ્રયત્નને માટે જ કરવાનું છે

ત્યારે હવે મહત્ત્વાકાંક્ષી ! આપને સ્પષ્ટ થયું, કે તમારે ફળ સંબંધી વિચારના પ્રદેશમાં પ્રવેશવાની જરૂર નથી તમારે તો એ જ કરવાનું છે, કે સદોદિત પુરુષ પ્રયત્નને કરવો આ પુરુષ પ્રયત્ન શું કરે છે? તે તમારા ઈપ્સિત ફળને પ્રત્યેક પળે તમારી નિકટ અને નિકટ લાવે છે, અથવા તો તમને તેની નિકટ નિકટ લઈ જાય છે, અને તેનો તમારી સાથે સંબંધ થવામાં જેટલા અને જેટલા સમયના પુરુષપ્રયત્નની જરૂર હોય છે, તે થઈ રહેતાં તેનો તમારાથી સંબંધ કરાવી આપે છે તેથી પૂર્ણ શ્રદ્ધાપૂર્વક તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા માટે નિત્ય યત્નશીલ રહો, એ જ કહેવાનું તાત્પર્ય છે

મારા પુરુષપ્રયત્નનું ફળ કેટલું મળશે, ક્યારે મળશે, અમુક મળશે, કે અમુક મળશે, કયા નિયમે મળશે, એ સંબંધમાં તમે કંઈ જ વિચાર કરવા શ્રમ લેતા નહિ, પરંતુ मा फलेषु कदाचन–એ શ્રીભગવદ્ વચનાનુસાર ફળના સંબંધમાં આ પ્રકારનું ચિંતન કરવાનો આપણો અધિકાર નથી, આપણે જરૂર નથી, એમ માનીને નિશદિન પુરુષપ્રયત્નને જ આશા, ઉત્સાહ, પ્રસન્નતા, બળ, સ્ફૂર્તિ, તથા ધૈર્યપૂર્વક કર્યા કરો અને તમારી મહત્ત્વાકાંક્ષા વર્તમાન જન્મમાં જ ઈશ્વરાનુગ્રહથી તમે સિદ્ધ થયેલી જોશો.

આવો જ ભાવ આ ભગવદ્‌વાક્યમાં હોવો ઘટે છે. કારણ કે તેઓ આ શ્લોકના બીજા જ ચરણમાં કહે છે, કે मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि–કર્મના ફળનો હેતુ તું ન રાખ, તેમ જ કર્મરહિત થવાની ઈચ્છા પણ તું ન સેવ તે પ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્મા એક તરફથી કર્મના ફળની આશાથી રહિત થવાનો પ્રબોધ કરે છે અને બીજી તરફથી કર્મ કરવાને સૂચવે છે, તો એ પ્રમાણે ત્યારે જ બની શકે છે, કે જ્યારે કર્મનું ફળ ચોક્કસ મળનાર છે, એ પ્રકારનો ભાવ કર્મ કરનારના હૃદયમાં દૃઢ થયેલો હોય છે. અને આ જ પ્રમાણે થવાની જરૂર છે. કર્મનું ફળ કદી જતું જ નથી. તથા તેનું ફળ આપનાર સત્તા સર્વજ્ઞ છે તેથી તે યોગ્ય ફળ આપે છે જ. તેથી એ સંબંધમાં કર્મ કરનારે કંઈ જ વિચાર કરવાની જરૂર નથી, પણ માત્ર કર્મને જ કર્યે જવાની જરૂર છે. આ પ્રમાણે કરનાર જ સ્થિર વૃત્તિથી પ્રાપ્ત કર્તવ્યને ઉત્તમ પ્રકારે કરી શકે છે, અને તે જ પોતાના પ્રયત્નનું ફળ ઈશ્વર સત્તા દ્વારા ઉત્તમ પ્રકારે મેળવી શકે છે.

# ૬ : નિષ્ફળતા

રે મન! આ સંસારમાં, દુઃખથી તું ન ડરીશ,
છે આશા ત્રિભુવન ફરી, ધાર્યું તુ જ કરીશ.
(ત્રિ. વિ. ખડ_ગ)

મનુષ્ય ગમે તેટલી સાવધાનતા રાખે છે, ગમે તેટલો ઉગ્ર પુરુષાર્થ કરે છે અને વિજય મેળવવાને પોતાનાથી બનતું સર્વ કરે છે, છતાં પ્રસંગે તેને નિષ્ફળતા મળતી આપણે વિશ્વમાં જોઈએ છીએ. આવા પ્રસંગે મનુષ્ય હારી જાય છે, અને પ્રારબ્ધ—આરંભેલા કાર્યને ત્યજી દે છે. પરંતુ આ પ્રમાણે કરવું બુદ્ધિમાનને માટે ઉચિત નથી જ.

મનુષ્ય કંઈ સર્વજ્ઞ નથી, કે તે જાણી શકે, કે અમુક ક્રિયાનું ફળ અમુક જ મળશે, અથવા અમુક ફળને માટે અમુક પ્રયત્ન અમુક પ્રમાણમાં અને અમુક દિશામાં જ કરવાની જરૂર છે; અથવા તો તે કંઈ સર્વશકિત નથી, કે તે સર્વ સમયમાં પોતાના ઈપ્સિતાર્થને સિદ્ધ કર્યા વિના ન રહે. અને આ પ્રમાણે હોવાથી તે વિજયને ઈચ્છતો હોય છે, અથવા તો તેને માટે પ્રયત્ન કરતો હોય છે, છતાં તે નિષ્ફળતાને પ્રાપ્ત થાય છે. કારણ કે તે અલ્પજ્ઞ છે, તથા અલ્પશકત છે, તેને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે, તથા તેને જે કાંઈ સામર્થ્ય મેળવવાનું હોય છે, તે અનુભવ કરી કરીને જ મેળવવાનું હોય છે. અને આવો અનુભવ કરવામાં તેને નિષ્ફળતા પણ મળે છે જ. અને આવી નિષ્ફળતા મળે છે ત્યારે તો તેને વિજયના વાસ્તવ માર્ગનું જ્ઞાન થાય છે. નિષ્ફળતાથી તેને પોતાની અપૂર્ણતા સ્પષ્ટ થાય છે, અને તે જ્ઞાન તેને પ્રગતિના માર્ગમાં ઉપયોગી થઈ રહે છે.

આ પ્રમાણે હોવાથી નિષ્ફળતા મળતાં મનુષ્યે નિરાશ થવાનું કશું જ પ્રયોજન નથી. જીવદશામાં રહીને મનુષ્યને કાર્ય કરવાનાં હોય છે, જેથી તેને નિષ્ફળતા મળે એ સ્વાભાવિક જ છે. મનુષ્ય કંઈ ઈશ્વર નથી કે તે જે જે કંઈ કરે, તે તે સર્વને પ્રથમ પ્રસંગે સિદ્ધ કરી દે. તે એક મનુષ્ય જ છે.

અને તેથી તેને સર્વ પ્રસંગમાં વિજય ન મળે તો તેમાં કોઈનો મોટો દોષ તે કરી દેતો નથી.

ઘણા મનુષ્યો નિષ્ફળતા મળતાં સંકોચને સેવે છે અને લજ્જાને પામે છે, અને પોતે જાણે કોઈ મોટો દોષ કર્યો હોય તેમ માને છે. પરંતુ આ પ્રમાણે કરવાનું કંઈ જ પ્રયોજન નથી. મનુષ્ય જીવદશામાં સ્થિત છે, તો તેને નિષ્ફળતા પણ મળે. અને તેમ થાય તો તેમાં તેણે કોઈ પાપ કર્યું હોય, કે કોઈ દોષ કર્યો હોય તેવું છે જ નહિ. જીવમાત્રથી આવી ક્રિયા થવાનો સંભવ છે જ, કારણ કે તે અલ્પજ્ઞ છે.

મનુષ્યે નિષ્ફળતાના પ્રસંગે એટલું જ કરવાનું છે, કે તેણે પ્રારબ્ધ કાર્યને છોડી દેવાનું નથી, તેણે પુનઃ નવીન ઉત્સાહ પ્રકટાવીને પ્રારબ્ધ કાર્યને પૂર્ણ કરવામાં જોડાવું ઘટે છે. જો આ પ્રમાણે મનુષ્ય નથી કરતો તો જ તેને સંકોચાવાનું કે શરમાવાનું છે, બાકી તે જો આગળ અને આગળ વધ્યે જાય છે તો તેને કંઈ પણ સંકોચનું પ્રયોજન નથી જ.

જગતમાં જો મનુષ્યને નિષ્ફળતા ન મળતી હોય તો તેના જ્ઞાનમાં જે વૃદ્ધિ થાય છે, તથા તેનું જે અજ્ઞાન ટળે છે, તે ન ટળે. તેથી નિષ્ફળતા એ તેને હાનિ કરનાર નથી, પણ લાભ જ કરનાર છે. પોતાની ક્યાં અપૂર્ણતા છે, તે નિષ્ફળતા તેને જણાવી આપે છે, જેથી તે તેવી ભૂલ ફરી કરતો નથી, અને આગળ અને આગળ વધે છે. અને મનુષ્યમાં અલ્પજ્ઞત્વ છે તો તેને નિષ્ફળતા પણ મળે, એ સ્વાભાવિક જ છે. નિષ્ફળતા જ મનુષ્યના જ્ઞાનમાં વૃદ્ધિ કરનાર છે.

તેમાં પણ જે મહત્ત્વાકાંક્ષી છે, તેને તો પ્રસંગે અનેકવાર નિષ્ફળતા મળે છે. જેને સાધારણ કાર્ય કરવાં છે તેને નિષ્ફળતા નથી પણ મળતી; પરંતુ જેને મોટાં કાર્ય કરવાં છે, અને જેને મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે, તેને નિષ્ફળતા મળે છે જ. તેથી મહત્ત્વાકાંક્ષીએ આ પ્રસંગે અટકી જવું ઘટતું નથી, પણ દ્વિગુણ ઉત્સાહને પ્રકટાવી પ્રાપ્ત કાર્યમાં પ્રવૃત્ત થવું ઘટે છે.

જગતમાં જે સામાન્ય નિર્વાહપૂરતું જ કાર્ય કરે છે, તેમને નિષ્ફળતાના પ્રસંગો કંઈ આવતા નથી; પણ જે મોટાં કાર્યોને આરંભે છે તેમને

નિષ્ફળતાના અનેક પ્રસંગો આવે છે. આવા પ્રસંગે જગતની દૃષ્ટિથી તે હાસ્યપાત્ર થાય છે, અને જગતનાં મનુષ્યો તેને કહે છે, કે 'અમે કહ્યું જ હતું, કે ભાઈ! ઉછાંછ કરી પગ ભાગશો નહિ. પણ મોટો લાડવો લેવા ગયા તો પછી આ પ્રમાણે થવું જ જોઈએ.' આ વગેરે વચનો કહીને તેને એવો બોધ કરવા આ મનુષ્યો ઈચ્છે છે, કે આવી મહત્ત્વાકાંક્ષાને ધારણ કરીને જગતનાં મનુષ્યો જે પ્રવૃત્તિ કરે છે, તેથી વિલક્ષણ પ્રવૃત્તિ કરવાની જરૂર નથી. પરંતુ આ વિચાર એક મનુષ્યને માટે યોગ્ય નથી જ. જેને પેટ ભરીને અને સામાન્ય વિષયભોગ ભોગવીને પશુની પેઠે મરણને શરણ થવું છે, તેમને માટે આ વિચાર ઉચિત છે. પરંતુ જેમને મહાપદે સ્થિત થવું છે, વાસ્તવ મનુષ્ય થવું છે, અને જેમને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે, તેમને માટે આ વિચાર કેવલ નિરર્થક જ છે.

જગત ભલે નિષ્ફળતા મળતાં હસે, પરંતુ તેથી મહત્ત્વાકાંક્ષીએ નિરાશ થવાનું કંઈ જ પ્રયોજન નથી. તેણે જેમ જેમ નિષ્ફળતા મળે તેમ તેમ અધિક અને અધિક ઉત્સાહને ધારણ કરીને મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા પ્રયત્નમાં સંલગ્ન રહેવું ઘટે છે. જે મનુષ્યો આજે તેને હસે છે, તે જ મનુષ્યો, જો આવું મોટું કાર્ય કરતા હોય તો તેમને આથી પણ વધારે વખત નિષ્ફળતા મળે તેમ હોય છે જ. પરંતુ તે નદીને કિનારે ઊભા ઊભા હસે છે એટલું જ હોય છે. અને તે ઉપરથી તેમને કંઈ તરતાં આવડે છે, એ સિદ્ધ થતું નથી. જે નદીને તરી જવાનો પ્રયત્ન કરે છે, તે ડૂબકાં પણ આરંભમાં ખાય છે. પણ એક સમય એવો આવે છે, કે જ્યારે તે સ્વબાહુબળે નદીની પેલે પાર પહોંચે છે; અને જે કાંઠે ઊભા ઊભા તેનું હાસ્ય કરતા હોય છે, તે તે જ સ્થિતિમાં ત્યાં ઊભા રહે છે, અને અંદર પગ બોળવાનું પણ ધૈર્ય કરી શકતા નથી. પણ જ્યારે તે અન્યને નદીને પેલે પાર ગયેલો જુએ છે, ત્યારે તેની સ્તુતિ કરવા માંડે છે. તેથી જગતના અભિપ્રાય પ્રતિ મહત્ત્વાકાંક્ષીએ જોવાની જરૂર નથી. તેણે તો અવિરત ઉત્સાહને ધારણ કરીને સતત આગળ અને આગળ જ વધવું ઘટે છે.

એક વખત નિષ્ફળતા મળે તો બીજી વખત કાર્ય આરંભો. બીજી વખત નિષ્ફળતા મળે તો ત્રીજી વખત આરંભો; અને આ પ્રમાણે સો વાર, પાંચસો

વાર કે એક હજાર વાર નિષ્ફળતા મળે તો, એકસોને એક વાર, પાંચસોને એક વાર કે એક હજારને એક વાર પ્રયત્ન કરો. એ નિશ્ચય કરીને જાણો, કે દરેક નિષ્ફળતાના પ્રસંગે તમે પાછળ પડતા નથી, પણ આગળ ને આગળ જ વધો છો. નિષ્ફળતા મળતાં મનુષ્યો એમ માને છે કે, આપણે પાછા પડયા, પણ વસ્તુત: તેવું નથી. તે નિષ્ફળતાના પ્રસંગે આગળ જ વધતા હોય છે. તેથી નિષ્ફળતા મળતાં નિરાશ થવાનું કંઈ જ પ્રયોજન નથી, પરંતુ આશા, ઉત્સાહ, પ્રસન્નતા વગેરેને ધારણ કરીને પુન: અધિક વેગથી પુરુષ-પ્રયત્નમાં જોડાવું ઘટે છે.

કોઈ પણ યત્ન કરવાથી ઈશ્વર મનુષ્યને આગળ જ લઈ જાય છે, તેની પ્રગતિ જ કરે છે; તે પ્રમાણે જે પ્રયત્ન કરે છે, તેને સફળતા મળે, કે નિષ્ફળતા મળે, પણ તેની પ્રગતિ જ થાય છે.

સર્વ મનુષ્યોનો અધિકાર એકસરખો હોતો નથી, અને તેથી કોઈને એક વખત નિષ્ફળતા મળતાં તે કાર્યસિદ્ધિને કરે છે, અને અન્યને બે ચાર વખત નિષ્ફળતા મળે છે, ત્યાર પછી કાર્યસિદ્ધિ થાય છે. પણ પ્રયત્નના અંતમાં કાર્ય સિદ્ધ તો થાય છે જ. તેથી બુદ્ધિમાને તત્કાળ પહેલે જ પ્રસંગે કાર્યસિદ્ધિનું દર્શન ન થાય તો તેટલાથી પ્રયત્નથી વિરમવું ઘટતું નથી.

બૂકર ટી. વોશિંગ્ટને શાળાનું મકાન બાંધવા માટે એક ઈંટની ભઠ્ઠી પકવવા માંડી હતી. તેમાં તે પાંચ વાર નિષ્ફળ થયો હતો, અને તેનાં સાધન માત્ર જતાં રહ્યાં હતાં. પરંતુ તે નિરાશ ન થયો, અને છઠ્ઠીવાર પ્રયત્ન કર્યો અને તેને વિજય મળ્યો. × × ×

આફ્રિકામાં સત્યાગ્રહને માટે મહાત્મા ગાંધીએ જે પ્રયત્ન કર્યો હતો, તેને તે પ્રયત્નમાં તેમને અનેક પ્રસંગે નિષ્ફળતા મળી હતી, અને કેદમાં જવું પડયું હતું છતાં પણ તેમણે પ્રાપ્ત પ્રયત્નને ત્યજ્યો ન હતો, અને તેનાં પરિણામમાં તેમને વિજય મળ્યો હતો જ.

ભગીરથે કરેલો પ્રયત્ન આજે કોને અજાણ્યો છે? આવો પ્રયત્ન આજ સુધી દુનિયામાં કોઈએ કર્યો હોય એમ જાણવામાં નથી જ. તેમને ગંગાને સ્વર્ગમાંથી લાવવાને માટે અનેક વિઘ્ન નડયાં છે, છતાં પણ તેમણે

પ્રયત્નને ત્યજ્યો નથી, અને અંતે જ્યારે તેમણે તેમને આ લોકમાં આણ્યાં છે, ત્યારે જ તે વિરમ્યા છે.

બીજાં આ હકીકતને સમર્થન કરનારાં અનેક દૃષ્ટાંતો મળી આવે તેમ છે જ. પરંતુ તે સર્વનું તાત્પર્ય એ જ છે, કે નિષ્ફળતા મળે તો તેથી આરંભેલા કાર્યમાંથી વિરમી જવું નહિ, પણ તેને પૂર્ણ કરવું ત્યારે જ વિરામ પામવું.

શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને જ્યારે રણસંગ્રામમાં વિષાદ ઉત્પન્ન થયો હતો અને તેને લીધે જ્યારે તેમને નિરાશા ઉત્પન્ન થઈ હતી ત્યારે તેમને કહ્યું છે, કે कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्। अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ।–આવા સ્થાનમાં તને આ કશ્મલ—વ્યામોહ ક્યાંથી ઉત્પન્ન થયો? હે અર્જુન! એ વ્યામોહ એક આર્યને છાજે તેવો નથી, સ્વર્ગને પ્રાપ્ત કરાવનાર નથી તથા અપ્રતિષ્ઠાને આપનાર છે. क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते। क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप। —હે પાર્થ! તું કાપુરુષ ન થા. તને એ શોભતું નથી. હે પરંતપ! હૃદયની એ ક્ષુદ્ર દુર્બલતાને ત્યજીને ઊભો થા.

આ શ્રી પરમાત્માનાં વચન પ્રમાણે જે વીર પુરુષ છે તે કદી પણ નિરાશ થતા નથી, કે હારીને બેસતા નથી, તે તો આ સંસારરૂપી રણસંગ્રામમાં યથેચ્છ વિજયને વરે છે જ. હારીને બેસવું કે નિરાશ થવું એ હૃદયદૌર્બલ્ય જ છે, અને તે એક કાપુરુષને જ શોભે તેમ છે.

જેને પોતાના પુરુષાર્થથી આત્મસંતોષ થાય છે, તેવા પુરુષોને ભલે નિષ્ફળતા મળે પરંતુ તેમનો તે વિજય જ છે. કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે મનુષ્ય અલ્પજ્ઞ તથા અલ્પશક્ત છે અને તેથી સર્વ પ્રસંગમાં તેને વિજય ન મળે, એ સ્વાભાવિક જ છે. તેથી મનુષ્યને યત્ન કરવા છતાં પણ વિજય ન મળે તો તેને વિજય સમાન ગણીને સંતોષને પામવું ઘટે છે; માત્ર એટલું જ હોવું જોઈએ, કે આપણે જે યત્ન કરીએ છીએ તેથી આપણને પોતાને સંતોષ થવો જોઈએ, કે આપણે આપણાં સર્વ સાધનો વડે અને બની શકે તેટલી સાવધાનતા વડે પુરુષ પ્રયત્ન કરેલો છે.

વળી મનુષ્યનું આયુષ પણ કંઈ હજાર બે હજાર વર્ષનું નથી, કે તેની મહત્ત્વાકાંક્ષા તે એક જ જન્મમાં સિદ્ધ કરી શકે. તેથી જે પોતાના આત્માને સંતોષ ઊપજે તેવો પુરુષપ્રયત્ન કરે છે, અને છતાં આયુષ ખપી જવાથી પોતાના ઈપ્સિતાર્થને સિદ્ધ થયેલા જોતા નથી તેમનો અવિજય થવા છતાં તે વિજયતુલ્ય જ છે. તેથી જેમના સંબંધમાં આ પ્રમાણે બને તેમણે કૃતપ્રયત્ન પ્રતિ દૃષ્ટિ વાળીને પૂર્ણ સંતોષને પામવું ઘટે છે.

તોપણ મનુષ્ય અલ્પજ્ઞ છે, તથા અલ્પશક્ત છે, અને તેનું આયુષ ટૂંકું છે, અને તેથી એક જ જન્મમાં મનુષ્યની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઈ શકતી નથી, એવો વિચાર કાર્યસિદ્ધિને ઇચ્છનારે સેવવાની જરૂર નથી. તેણે તો વર્તમાન દેહમાં જ અને તેમાં પણ ધારેલા સમયમાં જ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય રાખવાની જરૂર છે. અને આ પ્રમાણે દૃઢાગ્રહી અને દૃઢ નિશ્ચયવાળો મનુષ્ય વર્તમાન દેહમાં જ પોતાના ઈપ્સિતાર્થને, કે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી શકે છે જ. તેમ છતાં તેનો અવિજય થાય તો જ ઉપરના વિચારે તેણે સમાધાનને પામવું ઘટે છે, એ જ કહેવાનો આશય છે.

વળી આગળ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે, हतो वा प्राप्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्। तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः॥—જો તારી હાર થશે અને તું યુદ્ધમાં હણાઈશ તોપણ તને સ્વર્ગ મળશે, અને તને જય મળશે તો તું આ પૃથ્વીનું રાજ્ય કરીશ. માટે હે કૌંતેય! યુદ્ધને માટે કૃતનિશ્ચય થઈને તું ઊઠ, ઉત્સાહને ધારણ કર.

તે પ્રમાણે જેમને આ જન્મમાં કદાચ નિષ્ફળતા મળે છે તેમને ઉત્તર જન્મમાં સ્વર્ગ કે તેથી પણ ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત થાય છે, અને જેમને જય મળે છે, તેમને તો અનુકૂલ સ્થિતિ વર્તમાન દેહમાં જ મળે છે. તેથી આ વિચારે નિષ્ફળતા મળે તોપણ પ્રાપ્ત કર્તવ્યને પૂર્ણ કરવાના આગ્રહવાળા સદોદિત રહેવું ઘટે છે.

વળી यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्। सुखिनः क्षत्रिया पार्थ लभन्ते युद्धमीदृशम्॥—આ પ્રકારનું દૈવેચ્છાથી આવી મળનું અને સ્વર્ગનાં ખુલ્લાં દ્વારરૂપ યુદ્ધ જે ક્ષત્રિયોને મળે છે, તેઓ ભાગ્યશાળી છે, સુખી છે.' એ વચન પ્રમાણે જે સામાન્ય નિર્વાહપૂરતો પુરુષપ્રયત્ન કરીને સામાન્ય અભિલાષાને પોષીને એક મનુષ્યને શોભે તેવી કોઈ પણ કૃતિ કર્યા વિના મરણને શરણ થઈ રહે છે, તેમને જે મહત્ત્વાકાંક્ષી છે, તેની પેઠે જેમાં વારંવાર નિષ્ફળતા મળે છે, એવાં મહત્ કાર્ય કરવાનાં પ્રાપ્ત થતાં નથી; પરંતુ જે મહત્ત્વાકાંક્ષી છે, તેમને મહાન કાર્ય કરવાનાં હોવાથી તેમને જ નિષ્ફળતા મળે છે. પરંતુ આ પ્રમાણે આવી મળતી નિષ્ફળતા-માંથી કૃતનિશ્ચય થઈને વીરત્વને ધારણ કરીને ઊઠવામાં જ વાસ્તવ મનુ-ષ્યત્વ રહેલું હોય છે; અને આવા યોગ જેમને પ્રાપ્ત થાય છે તે જ જગતમાં સાચા ભાગ્યશાળી છે. તેથી પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરતાં નિષ્ફળતા મળે તો તેથી પોતાને હીનભાગી કે દુઃખી સમજવાનું કંઈ જ પ્રયોજન નથી; પરંતુ જેમને આવા પ્રસંગો પ્રાપ્ત થાય છે તેમણે પોતાને પરમ ભાગ્યશાળી અને સુખી સમજવા ઘટે છે.

વળી અનેક મનુષ્યો આ જગતમાં નિષ્ફળતા મળતાં અત્યંત શોકને વશ થાય છે અને પરિતાપને સેવે છે, પરંતુ આ પ્રમાણે કરવાની પણ કંઈ જ જરૂર નથી. મનુષ્ય અલ્પજ્ઞ છે તો તેને નિષ્ફળતા મળે, એ સ્વાભા-વિક જ છે. તેથી જે અનિવાર્ય છે તેને માટે શોક કે પરિતાપ કરવો કેવી રીતે ઉચિત ગણી શકાશે? ભૂલ્યા ત્યાંથી પુનઃ કેડ બાંધીને ફરી ગણવાનું છે; અને જો નિષ્ફળતા ન રુચતી હોય કે ન સહન થતી હોય તો એ કરવાનું છે કે જેનાથી તે પ્રાપ્ત થાય છે તેવા અલ્પજ્ઞત્વવાળા જીવત્વને દૂર કરવાનો પ્રયત્ન કરવો ઘટે છે. આ જ નિત્યસુખનો વાસ્તવ માર્ગ છે.

એક લડવૈયો રણસંગ્રામમાં લડે છે. તેની સામા હજારો સૈનિકો લડ-વાને તૈયાર છે. આ વીર પુરુષ પોતાના સર્વ સામર્થ્ય વડે વીરત્વથી લડે છે, તેને શસ્ત્રઅસ્ત્રના અનેક ઘા પડે છે, છતાં તે તેને ધૈર્યથી સહન કરે છે,

અને તેનામાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તે લડે છે. પરંતુ છેવટે શત્રુઓથી તે હણાય છે, અને રણભૂમિમાં પડે છે. આ વીર પુરુષનો તમે વિજય થયો ગણો છો કે અવિજય? જોકે દેખીતો તેનો અવિજય છે, પરંતુ વસ્તુતઃ તેનો વિજય જ થયો છે. આવા અવિજયમાં પણ વિજય રહેલો હોય છે, એ સૂક્ષ્મ દૃષ્ટિવાળાને જ સ્પષ્ટ થાય છે. પોતાની સામે હજારો સૈનિકો લડનાર હોય અને તેનું સામર્થ્ય એક મનુષ્યના સામર્થ્ય પ્રમાણે મર્યાદિત જ હોય તો પછી તેનો અવિજય થાય એ સ્વાભાવિક જ છે. પરંતુ તેનામાં જેટલું સામર્થ્ય છે તે સર્વનો તેણે ઉપયોગ કર્યો છે કે નહિ તે જ માત્ર જોવાનું છે. અને જો તેણે સાચા હૃદયથી તેનો ઉપયોગ કર્યો છે તો તેણે તેનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે બજાવેલું હોવાથી તેનો વિજય જ થયો છે.

તે જ પ્રમાણે તમારા સંજોગો કદાચ અત્યંત બળવાન અને પ્રતિકૂળ હોય અને તેથી તમને અવિજય કે નિષ્ફળતા મળે તો તેથી તમારો અવિજય થયો છે એમ તમારે સમજવાનું નથી, કે તેમ માનીને તમારે નિરાશ થવાનું પ્રયોજન નથી. પરંતુ તમારે એટલું જ જોવાનું છે કે, તમે તેમને પોતાને આત્મસંતોષ થાય તેવો પુરુષપ્રયત્ન કરેલો છે કે નહિ. અને તેવો આત્મસંતોષજનક જો તમે પુરુષપ્રયત્ન કરેલો છે તો તમારો સદાસર્વદા વિજય જ થયેલો છે, એમ સમજો.

અમે એક મહાપુરુષના જીવનમાં અમારાં નેત્રથી પ્રત્યક્ષ જોયું છે કે સાચો પુરુષ પ્રયત્ન કેવો હોઈ શકે છે. તેમને શ્વાસ નામનો વ્યાધિ હતો અને તેને દૂર કરવાને તેમણે જે યત્નપરંપરાને સેવી હતી, તે કોઈ અદ્‌ભુત જ હતી. તે એક પ્રયત્ન કરતા અને તેથી લાભ ન થતો તો બીજો કરતા. આ પ્રમાણે એક ઉપર એક પ્રયત્ન તે ધૈર્યથી કર્યા જ કરતા. પ્રસંગે તેમને વિજય મળતો અને પ્રસંગે તેમને નિષ્ફળતા મળતી અને વ્યાધિ વધી જતો. પરંતુ તેવે પ્રસંગે પણ શાંતિથી ધૈર્યને ન ત્યજતાં નવીન પ્રયત્ન કરતા. આ પ્રમાણે તેમણે તેમના છેલ્લા પ્રશ્વાસ પર્યંત, છેલ્લા શ્વાસને બે ત્રણ મિનિટ રહી હતી ત્યાં સુધી અલૌકિક ધૈર્યથી પ્રાપ્ત વ્યાધિને દૂર કરવાને પ્રયત્ન કર્યો

હતો; અને વાસ્તવ સ્વરૂપાવબોધસંપન્ન મહાપુરુષનું જીવન કેવું હોઈ શકે છે, એ વગેરે અનેક બાબતોનો બોધ કરવા માટે તેમનું અવતરણ આ લોકમાં થયું હતું, તેમ વાસ્તવ પુરુષપ્રયત્ન પણ કેવો હોઈ શકે છે તેનું આ કાળની પ્રજાને નિદર્શન કરાવવા અર્થે પણ તેમનું અવતરણ થયું હોય તેમ તેનું યથાર્થ દર્શન તેમણે તેમના જીવનમાં કરાવ્યું હતું.

એક વખત નિષ્ફળતા મળે તો તેટલાથી નિરાશ થઈ અટકી ન જાઓ, પણ હવે વિજય મેળવવા બીજો શું પ્રયત્ન કરવો, તેનો જ વિચાર કરો. પ્રાપ્ત નિષ્ફળતા પ્રતિ જુઓ જ નહિ, કે તેનું ચિંતન ન કરો. કારણ કે તેની તમારે જરૂર નથી. તમારે વિજયની જ જરૂર છે, તો તેનું જ ચિંતન કરો.

સાચું છે કે મનુષ્યસ્વભાવ પ્રમાણે નિષ્ફળતા મળતાં તેનું જ વારંવાર ચિંતન થાય છે અને તેનું સ્મરણ થતાં શોક અને પરિતાપ હૃદયમાં થયા કરે છે. આ શું થયું, આ કેવું પરિણામ આવ્યું, એ પ્રમાણે વૃત્તિમાં વારંવાર થયા જ કરે છે. પરંતુ બળપૂર્વક આ વિચારને રોકવાની જરૂર છે. આ વિચાર કંઈ જ હિત કરનાર નથી. અને જે હિત કરનાર નથી તેનું ચિંતન બુદ્ધિમાનને નિરર્થક જ છે. गतं न शोचयेत् એ નિયમ પ્રમાણે ગત વસ્તુનું કદી પણ ચિંતન કરો નહિ. કર્યું કારવ્યું સર્વ વ્યર્થ થઈ જાય, કે ગમે તેટલી હાનિ થાય, કે ગમે તેટલી નિષ્ફળતા મળે, છતાં તેની સામે મનથી એક વજ્રની મોટી અભેદ્ય ભીંત ચણી લો, અને તે પ્રસંગોને વિસ્મરણ-કોટિમાં નાખી દો. તમારે તેની હવે જરૂર નથી તેથી તેનું લેશ પણ ચિંતન કરો નહિ, પણ તમારે જેની જરૂર છે, એવા વિજયનું જ વૃત્તિ વડે આગ્રહથી સ્મરણ કરો અને તદર્થ કટિ કસીને અવિરત પુરુષપ્રયત્ન કરો.

મનુષ્ય ઈશ્વરનો અંશ છે, અને તેથી તે યથેચ્છ કાર્યસિદ્ધિને કરી શકે છે જ. માત્ર તેણે તે પ્રમાણે કરવાને હૃદયના સાચા ભાવપૂર્વક જાગ્રત થવાની જરૂર છે.

## ૭ : પ્રારબ્ધ

આ પ્રાણીઓને વિલક્ષણ વિલક્ષણ સ્થિતિઓમાં સ્થાપનાર ભાગ્ય શબ્દથી ઓળખાતી સત્તા પણ આશ્ચર્યરૂપ છે.

* * *

છે આ જગમાં સર્વ, (પણ) ભાગ્યહીનને નવ મળે,
સુભાગીને શુભ પર્વ, ક્ષણ ક્ષણ આવી મળી ટળે.

(ત્રિ. વિ. ખડ્ગ)

પ્રસંગે એવું પણ બને છે કે, મનુષ્ય કંઈ ચિંતે છે, અને દૈવ–પ્રારબ્ધ કંઈ ચિંતવ્યું હોય છે. અને તેથી મનુષ્ય જે ઈચ્છતો હોય છે તેનાથી વિપરીત જ પરિણામ આવીને ઊભું રહે છે.

જો મનુષ્યની ઈચ્છા પ્રમાણે સર્વ પ્રસંગમાં બન્યા કરે તો તેને શિખરે સ્થિત થવું સહજ જ છે. આ જ જન્મમાં અથવા તો તેમાં પણ અલ્પ સમયમાં જ મનુષ્ય તેમ થવું હોય તો પોતાના સર્વાર્થ સિદ્ધ કરીને બેસે અને બ્રહ્મીભૂત સ્થિતિને પ્રાપ્ત કરે. પરંતુ મનુષ્ય મનુષ્ય હોવાથી તે પ્રમાણે થવું નથી, અને તેથી તેને વિવિધ પ્રકારના અનુભવ કરવા પડે છે તથા તદનંતર જ ક્રમે કરીને તથા કાળે કરીને જ તેને શિખરરૂપ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

મનુષ્ય જ્યારે આરોગ્યને માટે યત્ન કરતો હોય છે, અને જ્યારે તેને તેને ઠેકાણે રોગ આવી મળે છે, જ્યારે તે દ્રવ્યને માટે યત્ન કરતો હોય છે, અને તેને ઠેકાણે તેને જ્યારે નિર્ધનતા આવી મળે છે, જ્યારે મનુષ્ય વિજયને માટે યત્ન કરતો હોય છે, અને તેને ઠેકાણે જ્યારે તેને અવિજય

આવી પ્રાપ્ત થાય છે, અને જ્યારે તે અનુકૂળના મેળવવાને કટિ કસીને પ્રયત્ન કરતો હોય છે, તેવે પ્રસંગે તેને જ્યારે પ્રતિકૂળના મળે છે, ત્યારે તેને નિરાશા ઊપજે છે, અંતરમાં મહાદુ:ખ થાય છે, અને તેની અકળામણનો પાર રહેતો નથી. મનુષ્યને જ્યાં સુધી અનુકૂળ ફળ કે અનુકૂળ સ્થિતિ મળતી રહે છે ત્યાં સુધી તો તેનો પ્રયત્નમાં ઉત્સાહ બન્યો રહે છે, પરંતુ જ્યાં પ્રતિકૂળ ફળ આવીને પ્રાપ્ત થાય છે, ત્યાં તેનો સર્વ ઉત્સાહ શમી જાય છે, અને તે પુરુષ પ્રયત્નને ત્યજી દે છે.

મનુષ્યને જે જે કઈ વર્તમાન જન્મમાં પ્રાપ્ત થાય છે તે સર્વ તેના વર્તમાન—ક્રિયમાણ કર્મનું જ કંઈ ફળ હોતું નથી. તેનું વર્તમાન કર્મ તો ઘણા જ ઓછા પ્રમાણમાં હોય છે, અને તેનું પ્રારબ્ધ તો અનેક જન્મનું હોય છે, અને જ્યારે તે ફળ આપવાને તૈયાર થાય છે ત્યારે તેનું વર્તમાન કર્મ ક્યાંએ બાજુએ રહી જાય છે.

તેના પ્રારબ્ધે પણ તેને ફળ આપવું જ જોઈએ. અને તે નિયમે જ્યારે તેનો પરિપાક થાય છે ત્યારે તે યોગ્ય ફળ પ્રકટાવે છે. આવે પ્રસંગે જો તે ફળ પ્રતિકૂળ રૂપમાં હોય છે, અથવા વર્તમાન જન્મમાં મનુષ્ય જેને માટે યત્ન કરતો હોય છે, તેનાથી વિપરીત રૂપમાં હોય છે, તો તેને એ શંકા સહજ થાય છે, કે મારા કર્મનું ફળ મને આવું વિપરીત કેમ મળ્યું? અને તેને આવી શંકા થતાં તે પ્રસંગે વિપરીત ફળ જોઈને પ્રાપ્ત પ્રયત્નથી વિરમી જાય છે.

પરંતુ આ પ્રમાણે કરવું, એ બુદ્ધિમાનને માટે અનુચિત જ છે, એ આપણે અત્ર સ્પષ્ટ કરીશું. પૂર્વે મનુષ્યે જે જે કર્મ કર્યું હોય તેનું ફળ તેનો પરિપાક થતાં તેને મળે છે. અને તેમ થાય તેમાં વસ્તુતઃ કંઈ અયોગ્ય થતું હોય તેમ નથી જ. તેમ જ જે ફળ આવીને પ્રાપ્ત થાય છે, તે જે કર્મ નથી કર્યું તેનું ફળ નથી હોતું, પણ જે કર્મ કર્યું હોય છે તેનું ફળ જ હોય છે. આંબાનો ગોટલો વાવ્યો હોય અને બાવળ કદી તેમાંથી જેમ ઊગતો નથી, તેમ જે પ્રકારનું મનુષ્યે કર્મ કર્યું હોય છે, તેથી વિપરીત ફળ તેને નથી જ મળતું, પણ તદનુરૂપ જ ફળ મળે છે. તેથી બુદ્ધિમાને

જ્યારે પોતાને પ્રારબ્ધાનુસાર કોઈ આવું વિપરીત ફળ મળે ત્યારે તેણે વ્યામોહ ને પામવાનું પ્રયોજન નથી, પરંતુ એવો વિચાર કરવો ઘટે છે કે આ ફળને પ્રકટાવનાર કોઈ કર્મ આપણે પૂર્વે કર્યું હશે જ. અને જો તેમ જ છે તો પછી જે ફળ આવીને પ્રાપ્ત થાય તેને પ્રસન્નવદને સ્વીકારી લેવું ઘટે છે. વળી જે ફળ પૂર્વના પ્રારબ્ધાનુસાર આવીને પ્રાપ્ત થાય છે તે તે માર્ગે ક્ષયને પામે છે. જેથી પૂર્વ પ્રારબ્ધના બળે પ્રતિકૂળ સ્થિતિ આવીને પ્રાપ્ત થાય તો તેથી અકળાવાનું કે ગભરાવાનું કંઈ જ પ્રયોજન નથી. પરંતુ તેને ક્ષય પામવાનો આ જ માર્ગ છે, જાણીને પ્રસન્ન થવું ઘટે છે. કારણ કે એક વખત તેનો ક્ષય થતાં પછી તેને કંઈ ફળ આપવાનું રહેતું નથી. જેથી જેટલો વહેલો તેનો ક્ષય થાય તેટલું હિતકર જ છે, તેથી પ્રતિકૂળ થતાં બુદ્ધિમાને પ્રાપ્ત પ્રયત્નને ત્યજવાનો નથી, પણ તેને અખંડ ચેતવી ચાલુ રાખવાનો છે.

આરંભમાં જણાવ્યા પ્રમાણે જ્યારે દ્રવ્યને માટે યત્ન કરનારને નિર્ધનતા, આરોગ્યને પ્રાપ્ત કરવા યત્ન કરનારને રોગ અને અમુક અનુકૂળ સ્થિતિને પ્રાપ્ત કરવા યત્ન કરનારને જ્યારે પ્રતિકૂળ સ્થિતિ આવીને ઊભી રહે છે ત્યારે મનુષ્યને સહજ એ શંકા થાય છે, કે મારા અમુક કર્મનું ફળ આવું વિપરીત કેમ મળે છે. પરંતુ આવી શંકા થવામાં પ્રારબ્ધ સત્તાનું અજ્ઞાન જ કારણ હોય છે; અથવા તો પ્રારબ્ધને તદ્દન ભૂલી જવામાં આવે છે તો જ આવી શંકા થાય છે.

આ પ્રમાણે પ્રતિકૂળ ફળ ત્યારે જ મળે છે, કે જ્યારે પ્રતિકૂળ ફળ આપનાર પ્રારબ્ધ કારણભૂત હોય છે. નહિ તો વર્તમાન જન્મમાં જે કર્મ કરવામાં આવે છે, તેનું આવું વિપરીત ફળ મળે એ અસંભવિત જ છે. કારણ કે પ્રકૃતિનો એ નિયમ છે, કે જે પ્રકારનું બીજ રોપવામાં આવે છે, તે પ્રકારનું જ વૃક્ષ ઊગે છે; તે પ્રમાણે જે પ્રકારનું કર્મ કરવામાં આવે છે, તે પ્રકારનું જ ફળ મળે છે. ઈશ્વરની સત્તામાં એવો અંધાધૂંધીનો નથી ચાલતો, કે મનુષ્ય કર્મ કંઈ કરે અને તેનું ફળ તેને કંઈ મળે

પછી યોગ્ય સમયે આપણને મળશે જ, એ વિચારે પ્રાપ્ત પુરુષાર્થમાંથી અટકી જવું ઉચિત નથી.

પ્રસંગે એવું પણ બને છે કે પ્રારબ્ધબળે આપણું કર્યું કારવ્યું સઉ ધૂળધાણી થઈ જાય છે, અને આપણે શું કરવું, એવો પ્રશ્ન આવીને ઊભો રહે છે. અનેક મનુષ્યો દ્રવ્ય મેળવવાને અને શ્રીમાન થવાને યત્ન કરતા હોય છે, અને તેમને લાભ મળવો તો બાજુએ રહી જાય છે, પણ મોટી ખોટ આવીને ઊભી રહે છે, કે જે ખોટને વાળતાં તેમનું જીવન વહી જાય તેમ છે : અથવા તો સુદૃઢ આરોગ્યસંપત્તિ મેળવવાને યત્ન કરનાર મનુષ્યોમાંથી કોઈ ને કોઈ અસાધ્ય રોગ જ આવીને પ્રાપ્ત થાય છે, અને તેવે પ્રસંગે તેમણે શું કરવું એ એક મોટો પ્રશ્ન થઈ રહે છે; અને આ જ પ્રમાણે કોઈ શાખામાં વિજયને ઇચ્છનાર અનેક મનુષ્યોને તે શાખામાં તેમણે સ્વપ્ને પણ નહિ ધાર્યો હોય તેવો ભારે અવિજય મળે છે, અને તેથી તેવે પ્રસંગે તે હારી જાય છે, અને કિંકર્તવ્યમૂઢ થઈ રહે છે. આ પ્રમાણે થવું જીવદશામાં સંભવિત જ છે. પરંતુ આ સ્થિતિમાંથી ઉદ્ધરવાનો પણ માર્ગ હોઈ શકે છે, અને તેથી અકળાઈને કે ગભરાઈને હિંમત હારી જવાનું કંઈ [illegible]જન હોતું નથી. આ પ્રમાણે થવામાં આગળના પ્રકરણમાં જણાવ્યા [illegible]નું અલ્પજ્ઞત્વ જ કારણ હોય છે. પરંતુ ગમે તેવી વિકટ સ્થિતિ-

તેમની સત્તામાં એ નિયમ ચોક્કસપણે પ્રવર્તે છે, કે તે જે કર્મ કરે છે, તેનું જ ફળ તેને મળે છે, અને તે જે કર્મ નથી કરતો તેનું ફળ તેને નથી મળતું.

તેથી જ્યારે જ્યારે આપણે ક્રિયા કરતા હોઈએ તેથી વિપરીત ફળ આવીને પ્રાપ્ત થાય તો જાણવું કે, તે પૂર્વના કોઈ તેવા કર્મનું જ ફળ છે. પરંતુ આ પ્રકારનો નિર્ણય જે નથી કરી શકતા તેમને એ ભ્રાંતિ થાય છે, કે હું કર્મ કંઈ કરું છું અને તેનું ફળ જુદું જ મળે છે, અને તેથી તે પ્રાપ્ત પુરુષ પ્રયત્નથી વિરમી જાય છે. કારણ કે પ્રતિકૂળ ફળ મળતાં છતાં પ્રયત્નને ચાલુ રાખવાનું બળ મનુષ્યમાં હોતું નથી. પરંતુ ભ્રાંતિથી જ આવું પરિણામ આવે છે. તેથી આવી ભ્રાંતિ મહત્ત્વાકાંક્ષીના સંબંધમાં વિદ્યમાન ન રહે, તેટલા માટે એ સંબંધમાં યોગ્ય પ્રકાશની જરૂર છે. અને તેટલા માટે જ પ્રારબ્ધ એ નામનું એક પ્રકરણ આપણે અહીં રાખ્યું છે.

આપણે જે પ્રકારની ક્રિયા કરીએ છીએ તેથી વિપરીત ફળ આવી મળે તો જાણવું કે, આપણા પૂર્વના કોઈ પ્રારબ્ધ કર્મનું ફળ તે હોવું ઘટે છે, તેથી તેને ભોગવવા જવું અને જે ક્રિયા કે કર્મ આપણે આપણા ઇપ્સિતાર્થ સિદ્ધ કરવાને માટે કરતા હોઈએ, તેમાંથી ઉપરામ ન પામવું; એટલું જ નહિ પણ બમણા—તમણા વેગથી તેમાં રત લાગ્યા રહેવું.

આ જે વિપરીત ફળ મળે છે તે કંઈ આપણા વર્તમાન પ્રયત્નનું ફળ નથી, અને તે કંઈ નિરંતર ટકનાર નથી, તેની પણ મર્યાદા હોય છે, અને તે પૂરી થતાં તે સ્વતઃ જ વિલાઈ જાય છે. તેથી પ્રસન્નતાથી તેવા પ્રતિકૂલ પ્રારબ્ધને ભોગવી છૂટવું, અને અનુકૂળ પ્રારબ્ધને બીજી બાજુથી રચ્યા કરવું. જે પ્રમાણે આ પ્રારબ્ધ ફળ આજે આપે છે, તે જ પ્રમાણે આપણો વર્તમાન પુરુષપ્રયત્ન પણ એક વખત ફળ આપશે જ, એ નિશ્ચયે તેને સદોદિત સેવવો ઘટે છે. જેમ પૂર્વ પ્રારબ્ધનું ફળ મળે છે, જેમ વર્તમાને પ્રયત્નનું ફળ પણ મળશે જ, એવો આ ઉપરથી નિશ્ચય થઈ શકે છે, એવો બુદ્ધિમાને વિચાર કર્તવ્ય છે. સ્વલ્પમાં એટલું જ જાણવાનું, કે જે પ્રતિકૂળ ફળ આવી મળે છે, તે આપણા વર્તમાન કર્મનું ફળ નથી, પણ પૂર્વના કોઈ પ્રારબ્ધનું ફળ છે, અને વર્તમાન કર્મનું ફળ હવે

પછી યોગ્ય સમયે આપણને મળશે જ, એ વિચારે પ્રાપ્ત પુરુષાર્થમાંથી અટકી જવું ઉચિત નથી.

પ્રસંગે એવું પણ બને છે કે પ્રારબ્ધબળે આપણું કર્યું કારવ્યું સઉ ધૂળધાણી થઈ જાય છે, અને આપણે શું કરવું, એવો પ્રશ્ન આવીને ઊભો રહે છે. અનેક મનુષ્યો દ્રવ્ય મેળવવાને અને શ્રીમાન થવાને યત્ન કરતા હોય છે, અને તેમને લાભ મળવો તો બાજુએ રહી જાય છે, પણ મોટી ખોટ આવીને ઊભી રહે છે, કે જે ખોટને વાળતાં તેમનું જીવન વહી જાય તેમ છે : અથવા તો સુદૃઢ આરોગ્યસંપત્તિ મેળવવાને યત્ન કરનાર મનુષ્યોમાંથી કોઈ ને કોઈ અસાધ્ય રોગ જ આવીને પ્રાપ્ત થાય છે, અને તેવે પ્રસંગે તેમણે શું કરવું એ એક મોટો પ્રશ્ન થઈ રહે છે; અને આ જ પ્રમાણે કોઈ શાખામાં વિજયને ઇચ્છનાર અનેક મનુષ્યોને તે શાખામાં તેમણે સ્વપ્ને પણ નહિ ધાર્યો હોય તેવો ભારે અવિજય મળે છે, અને તેથી તેવે પ્રસંગે તે હારી જાય છે, અને કિંકર્તવ્યમૂઢ થઈ રહે છે. આ પ્રમાણે થવું જીવદશામાં સંભવિત જ છે. પરંતુ આ સ્થિતિમાંથી ઉદ્ધરવાનો પણ માર્ગ હોઈ શકે છે, અને તેથી અકળાઈને કે ગભરાઈને હિંમત હારી જવાનું કંઈ જ પ્રયોજન હોતું નથી. આ પ્રમાણે થવામાં આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મનુષ્યનું અલ્પજ્ઞત્વ જ કારણ હોય છે. પરંતુ ગમે તેવી વિકટ સ્થિતિમાં પણ જે ગભરાઈ જતા નથી, હારી બેસતા નથી, અને અકળાઈ જતા નથી, તે જ મનુષ્ય છે. મનુષ્યત્વને દર્શાવવાનો આ જ પ્રસંગ છે. અને આ પ્રસંગે જે ધૈર્યને ધારણ કરે છે, અને ડગી જતા નથી તે જ મનુષ્ય છે. તેથી આવો વિકટ પ્રસંગ તમને કદાચ પ્રાપ્ત થયો હોય તો તેથી નિરાશ થઈ જતા નહિ. તમારું સાચું જવાહીર પ્રકટ કરવાનો આ જ સુયોગ છે. આ જ તમને આગળ લઈ જનાર અનુપમ તક છે. જો તમે આ તક ખુઓ છો તો પછી કદાચ તમારા આ જીવનમાં તેવી બીજી ઉત્તમ તક તમને નથી પણ મળતી. તેથી આવો પ્રસંગ પ્રાપ્ત થતાં ગભરાઈ ન જાઓ, પણ શાંતિથી તેને ઉલ્લંઘી જવાનો વિચાર કરીને માર્ગ શોધી કાઢો. અને તમારા જીવનમાં ગમે તેટલો અંધકાર પ્રાપ્ત થયો હશે, તોપણ તમે તેને દૂર કરીને તેને ઠેકાણે

પ્રકાશને છાઈ શકશો જ. તમારે કરવાનું માત્ર એટલું જ છે કે ધૈર્ય, આશા, ઉત્સાહ અને પ્રયત્નને ત્યજી દેવાનાં નથી.

પરંતુ મનુષ્યો આવા પ્રસંગે ધૈર્યને ધરતાં નથી અને મારા અમુક કર્મનું ફળ અમને અમુક કેમ મળે, એવી ભ્રાંતિને વશ થઈને પ્રાપ્ત પ્રયત્નને ત્યજી બેસે છે, અને ઉન્નતિથી ભ્રષ્ટ થાય છે, કે પોતાની સિદ્ધ કરવા ધારેલી મહત્ત્વાકાંક્ષાથી રહિત થઈ રહે છે. પરંતુ બુદ્ધિમાને, એ નિર્ણય કરી રાખવો ઘટે છે, કે આ જે વિપરીત ફળ મળે છે, તે મારી વર્તમાન કૃતિનું નથી, પણ પૂર્વની કોઈ તેવી કૃતિનું ફળ છે, અને આજે હું જે પ્રયત્ન કરુ છું, તેનું ફળ તો હવે મને મળનાર છે જ.

મનુષ્ય વર્તમાન જન્મમાં જે કંઈ પ્રયત્ન કરે છે, તેનું ફળ અદૃષ્ટ સૃષ્ટિ વા સૂક્ષ્મ સૃષ્ટિમાં પ્રથમ રચાતું હોય છે, અને ક્રમે ક્રમે તે સ્થૂલરૂપને ધારણ કરીને કર્તાને પ્રત્યક્ષ થાય છે જ. અને જ્યાં સુધી તે સ્થૂલરૂપમાં પ્રકટ નથી થવા માંડયું હોતું ત્યાં સુધી જ મનુષ્યને ભ્રાંતિ થાય છે, કે મારા અમુક કર્મનું ફળ મને અમુક કેમ મળે છે, કે અમુક કેમ નથી મળતું, પણ જ્યારે તે ફળ આપવા માંડે છે ત્યારે મનુષ્યની સર્વ ભ્રાંતિ સહજ દૂર થઈ રહે છે, પરંતુ આવો સમય આવે ત્યાં પર્યંત મનુષ્યે ધૈર્યથી વાટ જોવાની જરૂર છે, પૂર્વે આપણે જે કંઈ કર્યું હોય છે, તેનું ફળ જો આપણને વર્તમાન જન્મમાં મળે છે, તો વર્તમાન ક્રિયાનું કે કર્મનું ફળ આપણને યોગ્ય સમયે મળ્યા વિના નહિ જ રહે, એ સંનિશ્ચયને દૃઢ કરી રાખવો ઘટે છે.

વળી પ્રતિકૂળ પ્રારબ્ધનો સત્વર ક્ષય થઈ જાય, એ ઇષ્ટ જ છે, કારણ કે, પછી ભાવિમાં નિરંતર અનુકૂળ પ્રારબ્ધનું જ ફળ ભોગવવાનું અવશિષ્ટ રહેવાનું તેથી પ્રતિકૂળ ફળ કે સ્થિતિ આવી મળતાં અસંતોષને પામવાનું કશું જ કારણ નથી, પણ તેનો હવે સત્વર ક્ષય થનાર છે, એમ માનીને પ્રસન્ન થવું ઘટે છે, તથા જે પુરુષ પ્રયત્ન આપણે કરતા હોઈએ તેમાં અધિક વેગથી ઉદ્યુક્ત રહેવું ઘટે છે.

પ્રારબ્ધનો ક્ષય વર્તમાન પુરુષાર્થ વડે થઈ શકે છે, પણ તે ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે નિરાશાને વશ નહિ થતાં અડગ અને અવિરત પુરુ-

ાર્થ સેવવામાં આવે છે. અને જે આ પ્રમાણે અડગ નિશ્ચયવાન છે તથા જે અવિરત પુરુષાર્થને સેવનાર છે, તે જ પ્રારબ્ધનો ક્ષય કરી શકે છે, બાકી ઈતર જનો તો પ્રારબ્ધને વશ વર્તતા એક તૃણ પણ જેમ અહીં તહીં વાયુ વડે ગતિ-આગતિ કરે છે તેમ પરતંત્રપણામાં માનવજીવનને પૂરું કરે છે. પરંતુ જે ધીરવીર પુરુષો છે તે તો મેરુવત્ સ્થિર રહીને યથેચ્છ કાર્યસિદ્ધિને કરે છે અને પ્રારબ્ધસત્તાથી પરાભૂત ન થતાં તેનો જય કરે છે.

જ્યાં સુધી સર્વ અનુકૂળ થતું આવે છે ત્યાં સુધી મનુષ્ય પ્રસન્નતાને રાખી શકે છે, પણ જ્યાં પ્રતિકૂળતા પ્રારબ્ધાનુસાર આવીને ઊભી રહે છે, અને સર્વ અનુકૂળ સંજોગો પલટાઈ જાય છે, તે પ્રસંગે તેનું ધૈર્ય ક્યાંએ અળપાઈ જાય છે, અને તે વિકલતાને વશ થઈ રહે છે. પરંતુ આવા પ્રસંગો જ મનુષ્યના અંતરમાંથી વિશેષ સામર્થ્યને પ્રકટ કરનાર હોય છે, એ વાર્તા પ્રતિ ઘણા જ ઓછા મનુષ્યોનું લક્ષ હોય છે. આવા પ્રતિકૂળ પ્રસંગોએ જે વિકલ થતા નથી અને તેનો જય કરવાને અતુલ ધૈર્ય અને પુરુષાર્થને સેવે છે તે જ સાચા વીર પુરુષો છે, અને તે જ શિખરરૂપ સ્થિતિને પ્રાપ્ત કરવાના સાચા અધિકારી હોય છે.

પ્રારબ્ધ કોને ફળ આપ્યા વિના રહે છે? મોટા મોટા પુરુષોને પણ તે ફળ આપે છે તો અન્યને તે આપે જ, એમાં શું આશ્ચર્ય છે! પરંતુ મોટા પુરુષો તેનાથી પરાભવ નહિ પામતાં ધૈર્ય ધરીને તેને ભોગવતાં પ્રગતિને માટે અવિરત પુરુષાર્થને કરે છે, અને તેનો ક્ષય થઈ રહેતાં તે યશાપદને પામી રહે છે.

શું પાંડવોને પ્રતિકૂળ અદૃષ્ટે ફળ આપવામાં ન્યૂનતા રાખી છે? તેમને બાર વર્ષ પર્યંત અદૃષ્ટના બળે વનમાં ભટકવું પડયું હતું. છતાં તે સમયમાં તેમણે પોતાની મહત્ત્વાકાંક્ષાને ત્યજી ન હતી પણ તેને સિદ્ધ કરવા માટે પુરુષપ્રયત્ન વડે બળને મેળવતા રહ્યા હતા, અને યોગ્ય સમયે પુનઃ વિજયને વર્યા હતા, અને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી હતી. શું તેમને વનમાં જતાં શોક નહિ થયો હોય, શું તેમને તે પ્રસંગે પરિતાપ નહિ થયો હોય,

શું તેમને તે વખતે આકળામણ નહિ થઈ હોય? એ સર્વ આરંભમાં તેમને થયું હતું. પણ તેમને તત્કાલ સદ્વિચાર વડે તે સર્વને તિલાંજલિ આપી હતી અને વિજય પ્રતિ જ દૃષ્ટિને વાળી હતી, અને તે સ્થિતિમાં તેને કેવી રીતે પ્રાપ્ત કરવો, અથવા તેને પ્રાપ્ત કરવા માટે શું શું સામગ્રી મેળવવી તેના જ વિચાર કર્યા હતા અને તેને માટે પુરુષાર્થ સેવ્યો હતો.

શ્રીરામચંદ્રજી જેવાના સંબંધમાં પણ વિલક્ષણ અદૃષ્ટ બળ પોતાનો પ્રભાવ ભજવ્યા વિના નથી રહ્યું. એક તરફથી તેમનો રાજ્યાભિષેક કરવાને સર્વ તૈયારી ચાલી રહી છે, આ શુભ પ્રસંગે માંડલિક રાજાઓ અયોધ્યામાં આવી ગયા છે, વસિષ્ઠ આદિ કુલગુરુ તેમના રાજ્યાભિષેકની સર્વ તૈયારી કરી રહ્યા છે, અંતઃપુરમાં સીતાજી આ વિચારે પરમ પ્રસન્નતાને ધારણ કરી રહ્યા છે, નગરજનો તેમને રાજ્યાભિષેક થતો જોવાને અત્યંત આતુર થઈ રહ્યાં છે, રાજ્યમહાલયમાં આ વિચારે આનંદ આનંદ થઈ રહ્યો છે, ભાટચારણો સ્તુતિ ગાઈ રહ્યા છે, અને આવી જ સર્વ તૈયારી ચાલી રહી છે તે જ સમયમાં બીજી બાજુથી તેમને ચૌદ વર્ષ વનમાં મોકલવા માટે અને ભરતને રાજ્યાભિષેક કરવા માટે કૈકેયી દશરથ રાજા પાસે વચન માગે છે. આ હકીકત જાણતાં દશરથ, કૌશલ્યા, સીતા આદિ સર્વ મૂર્છાવશ થાય છે અને અંતરમાં અસહ્ય શોક અને પરિતાપને વશ થાય છે. પરંતુ તે સમયે રામચંદ્રજી જરા પણ વિકળ થતા નથી. હજી પિતા તરફથી રાજ્યાભિષેક સંબંધમાં કંઈ સમાચાર કેમ મળતા નથી, તે જાણવા માટે પ્રાતઃકાલે ઊઠીને તે તેમની પાસે જાય છે, અને પોતાને ચૌદ વર્ષ પર્યંત વનમાં જવાના સમાચાર સાંભળે છે. આ સમાચારથી દશરથ, આદિ સર્વને અત્યંત વિકળતા થાય છે, પરંતુ न चैव रामोऽत्र जगाम विक्रियां—એ શ્રીમાન વાલ્મીકિ મુનિનાં કથન પ્રમાણે શ્રી રામચંદ્રજી જરા પણ વિકળતાને પ્રાપ્ત થતા નથી, અને તે સર્વને સમાધાન આપતા પ્રસન્નતાથી વનમાં જવાની તૈયારી કરે છે.

તમારા જીવનમાં આવો વિપરીત પ્રસંગ બને તો તમે શ્રી રામચંદ્રની પેઠે અવિકલ રહેજો, કે રહેવાને યત્ન કરજો અને ધૈર્યથી તેને વિતાવી

દેજો. જ્યારે આવા મોટા મોટા પુરુષોના સંબંધમાં અદૃષ્ટ સત્તા પોતાના પ્રભાવને દર્શાવે છે તો તમારા સંબંધમાં તે દર્શાવે તેમાં આશ્ચર્ય શું છે! પરંતુ જેમ મોટા પુરુષો તે પ્રસંગને પ્રસન્નતાથી વધાવી લઈને પોતે જે સિદ્ધ કરવા ધાર્યું હોય છે તેથી ચલિત થતા નથી, તેમ તમે પણ મહાપુરુષ બનીને અવિકલપણે પ્રતિકૂળ પ્રારબ્ધને વધાવી લેજો અને ધૈર્યથી અસાધારણ પુરુષપ્રયત્ન કરીને વીરત્વને વરજો અથવા તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરજો.

ગમે તેવું વિપરીત, કે પ્રતિકૂળ પરિણામ પ્રારબ્ધસત્તાથી તમારા સંબંધમાં બન્યું હોય, તોપણ તેને વિસ્મરજો—વિસ્મરણ કરજો અને એક મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ પ્રતિ જ વૃત્તિ સ્થાપીને તેને સિદ્ધ કરજો. અહો! કેટલું વિપરીત પરિણામ, કેટલી પ્રતિકૂળતા, કેટલી હાનિ, એવું જે બની ગયું છે તે સંબંધમાં જરા પણ ઉદ્ગાર કાઢશો નહિ, પણ ઉદાત્ત-ચરિત બનીને આ સર્વ પ્રસંગોથી તમે અત્યંત પ્રમાણમાં મોટા થજો, અને પુન: તમારી ઇચ્છા પ્રમાણેની સ્થિતિ મેળવવાને તમે સર્વ રીતે સમર્થ છો, એમ માનીને કટિ કસીને ઊભા થજો, અને ઉગ્ર પુરુષાર્થ કરીને તમારા ઇપ્સિતાર્થને સિદ્ધ કરજો. જે બની ગયું છે, તેનું જરા પણ ચિંતન કરતા નહિ. તે પ્રમાણે બનવાથી તમારું વિપરીત પ્રારબ્ધ ખપી ગયું છે, નાશ પામ્યું છે, એમ જાણીને પ્રસન્ન થજો. અને કેવળ કર્તવ્યના જ વિચારમાં નિમગ્ન રહેજો. તમારા જીવનની છેલ્લી ક્ષણપર્યંત તમે પુરુષાર્થને સેવજો, અને તમારો વિજય જ થયો છે, એમ સમજજો.

આ જ પ્રસંગમાં શ્રી લક્ષ્મણજી કહે છે, કે—विक्लवो वीर्यहीनो य: स दैवमनुवर्तते । वीरा: संभावितात्मानो न दैवं पर्युपासते–જે વિક્લવ છે, અને વીર્યહીન છે તે જ દૈવને અનુવર્તે છે, પરંતુ જે વીર પુરુષો છે, જે સંભાવિતાત્મા છે તે દૈવને વશ થતા નથી. તે પ્રમાણે તમે સાચા વીર પુરુષ અને સંભાવિતાત્મા થજો, અને પ્રતિકૂળ દૈવથી ન ડરી જતાં આગળ ને આગળ વધીને ઇપ્સિતાર્થને સિદ્ધ કરજો.

આગળના પ્રકરણમાં જણાવેલા શ્રીત્રિભુવનવિજયથી બડ_ગ નામના ગ્રંથમાં શ્રીવીરવિજયચંદ્ર કહે છે, કે 'અહો! અદૃષ્ટની ગતિ વિલક્ષણ છે. જ્યાં ત્યાં ઈષ્ટ અનિષ્ટ ફળને અણચિંતવ્યાં આણી એ ભોગવાવે છે. આ જીવો પોતે સ્વતંત્ર નથી એમ જાણે છે, પણ જે અદૃષ્ટને અધીન તેઓ વર્તે છે, તે અદૃષ્ટના સ્વરૂપને જાણતા નથી;'—તે પ્રમાણે અદૃષ્ટની સત્તા કોઈ વિલક્ષણ સામર્થ્યવાળી છે. તેથી પ્રસંગે તે સત્તાના બળે મનુષ્યને વિલક્ષણ સ્થિતિ પણ આવીને પ્રાપ્ત થઈ રહે છે. પરંતુ તેટલા ઉપરથી એમ નથી સમજવાનું, કે તે વિલક્ષણ સ્થિતિ નિરંતર બની જ રહે છે. તે કાળે ફરીને અળપાઈ જાય છે જ. અને જે વીર પુરુષો અતુલ પુરુષપ્રયત્નને સેવે છે, તેમના સંબંધમાં તો તે સત્વર વિલાઈ જતી જોવામાં આવે છે.

ઉક્ત ગ્રંથમાં વીરવિજયચંદ્ર સ્વપ્નમાં જોયેલી એક દૈવી કન્યાને વરવાને માટે રાજ્યવિભવ ત્યજીને પ્રવાસને સેવે છે અને અરણ્ય તથા નગરમાં તેની શોધમાં અંતર્યામીના પ્રબળ સ્ફુરણને વશ વર્તતો વિચરે છે. તેને અદૃષ્ટસત્તાબળે માર્ગમાં શરીર ઉપર રીંછ જેવા જાડા વાળવાળી અને રાક્ષસી જેવી સ્ત્રીઓ મળે છે, જે તેને તેમાંથી એક સ્ત્રી સાથે લગ્ન કરવાનું જણાવે છે. તે આ વાર્તાને કબૂલ કરતો નથી, જેથી તેને એક ગુફામાં પૂરીને તેના ઉપર એક મોટી શિલા મૂકી દે છે. આ પ્રસંગે તેની સ્થિતિ અત્યંત દીન થઈ રહે છે. તથા તેને તેમાંથી બહાર નીકળવાનો કોઈ જ માર્ગ રહેતો નથી. તેણે આ સ્થિતિમાં શું પ્રયત્ન કરવો તે પણ તેને સૂઝતું નથી. અને તેમાંથી બહાર નીકળવાનો કોઈ પણ પ્રયત્ન ન કરી શકે, એવી સ્થિતિમાં તે અદૃષ્ટ સત્તાથી મૂકાઈ જાય છે. તે પ્રસંગે તે પરમેશ્વરની સાચા હૃદયથી અને વિપરીત ભાવથી પ્રાર્થના કરે છે, અને ઈશ્વર તેની પ્રાર્થના સાંભળીને તેમાંથી તે બહાર નીકળી શકે તેવો માર્ગ કાઢે છે.

તે પ્રમાણે કદાચ જે સ્થિતિમાં તમે કંઈ જ પુરુષપ્રયત્ન ન કરી શકો એવી વિલક્ષણ સ્થિતિમાં પ્રારબ્ધબળે કે અદૃષ્ટબળે મૂકાઈ જાઓ તો સાચા હૃદયથી અને ભક્તિથી ઈશ્વરની પ્રાર્થના કરજો અને તમામ દુઃખનો

અંત ઈશ્વર જરૂર લાવશે જ. ઉપર જણાવ્યા પ્રમાણે વીરવિજયચંદ્રને જ્યારે ગુફામા પૂરી દેવામાં આવ્યા છે ત્યારે તેમણે ઈશ્વરની જે સ્તુતિ કરી છે, તે સ્તુતિ તેવી કોઈ સ્થિતિને પ્રાપ્ત થનાર વ્યકિતને ઉપયોગની હોવાથી અત્રે આપણે તેને તે પુસ્તકમાંથી લઈને અહીં આપીએ છીએ. આ સ્તુતિ તમે ધ્યાનપૂર્વક વાંચી જજો. અને તેવા રૂપમાં તમને યોગ્ય જણાય તેવી રીતે તમારા પોતાના શબ્દોમાં નમ્રભાવે ઈશ્વરની પ્રાર્થના કરજો, અને તમે ગમે તેવી વિલક્ષણ સ્થિતિમાં મૂકાઈ ગયા હશો, તોપણ ઈશ્વર તમારે માટે માર્ગ કાઢશે અને તમને તમારી ઈચ્છાનુકૂલ સ્થિતિ પ્રાપ્ત કરાવશે. વીરવિજયચંદ્ર તે પ્રસંગે નીચે પ્રમાણે ઈશ્વરને પ્રાર્થના કરે છે.

'પરમેશ્વરની સહાય મેળવવા અર્થે પણ હું આ સમયે અન્ય કાંઈ કરવા સમર્થ નથી. માત્ર સ્તુતિ કરીને જ ઈશ્વરની સહાય મેળવવાને અધિકારી છું. આ જગતમાં પરમેશ્વરનો અનુગ્રહ મેળવવાને ઘણા મનુષ્યો વિવિધ યત્ન કરે છે, પણ મને તો આ સમે પરમેશ્વરના ગુણાનુવાદ ગાવા તથા હરેક પ્રકારના વિચાર વડે પણ આ વૃત્તિને પરમેશ્વર સ્વરૂપથી જોડવી અર્થાત્ હરેક નિમિત્તે તેમનું સ્મરણચિંતન કરવું એ જ માત્ર અનુકૂળ ભાસે છે. હે મહાત્મન્! આવા વિચારને કરતો હું પછીથી તે કારાગૃહરૂપ સ્થાનમાં આ પ્રકારના વિચાર દ્વારા ઈશ્વરથી વૃત્તિનું અનુસંધાન કરવા લાગ્યો. હે વિશ્વના આધાર! હે પ્રાણી પદાર્થ માત્રની ગતિ આગતિના કારણરૂપ ઈશ્વર! આ કારાગૃહમાં રહ્યો રહ્યો હું આપને પુન: પુન: નમસ્કાર કરું છું પ્રાણી-પદાર્થ માત્રની ગતિ આપ સત્તાથી થાય છે તો આ મારી આ સ્થળમાં ગતિ થઈ છે તે પણ આપની જ સત્તાથી થઈ છે એમાં સંદેહ નથી. હે વિભો! આપ કે જે સ્વતન્ત્ર છો, સર્વજ્ઞ છો, અને વાસ્તવ કારણ વિના કાંઈ પણ કરતા નથી તેથી અકર્તારૂપ છો તે આપને હું અમુક કાર્યના કર્તા છો એમ કેમ જ કહી શકું? હે સર્વેશ્વર! આ પ્રપંચમાં પ્રવર્તતી સર્વ ક્રિયા પોતપોતાનાં ઉપાદાન તથા નિમિત્ત કારણ વડે થાય છે, તેમ છતાં પણ તે કારણમાત્રના સ્વરૂપને યથાર્થ ન જાણનાર મારા સરખા મંદમતિ જીવો તે સર્વ ક્રિયાના કર્તાપણાનો આપને વિષે આરોપ કરે છે. હે શ્રીપતિ! આપ જ

સર્વરૂપ છતાં પણ આપના સામાન્ય વિશેષ સ્વરૂપથી આપને વિષે વિશ્વ ઉપાધિના જોનારા અમે આપને સર્વના પતિ ષડ્ભગસંપન્ન તથા વિશ્વપિતા આદિ શબ્દોથી ઓળખીએ છીએ. હે સર્વાતીત! આપનું સ્વરૂપ અર્થાત્ આપ જ સર્વત્ર છતાં આપમાં અમે આદિ ઉપાધિની ભિન્ન સ્વરૂપે પ્રતીતિ કરનાર અસમ્યક્દ્રષ્ટી અમારા સરખા આપથી ભિન્ન પોતાનું અસ્તિત્વ માનીને તે અમો આદિ સંપૂર્ણ ઉપાધિથી આપને અતીત ગણીને આપને સર્વાતીતાદિ સંજ્ઞાથી ઓળખીએ ઓળખાવીએ છીએ. આ સઘળું છતાં હું કે જે આપના તથા આ આપના વિશ્વવિભવના સ્વરૂપને જેમ છે તેમ જાણતો નથી તો-પણ અનેક પ્રકારથી આપના સ્વરૂપનું ભાન કરવાથી મારું આ પ્રપંચમાં કલ્યાણ સમજું છું તે આપને વિધિથી વા અવિધિથી સ્મરું છું તે સ્મરણ વડે આપની પરમ મંગલકર સત્તા દ્વારા મારું નિરંતર કલ્યાણ થાઓ. હે પરમેશ્વર! આપની સત્તાથી આ વિશ્વ પ્રપંચરૂપ કારાગૃહમાં મારો પ્રવેશ થયો છે તેની મને આટલી ચિંતા થતી ન હતી. આ શરીરરૂપ કારાગૃહમાં રહ્યા છતાં હું ભયને પામતો ન હતો. પરંતુ આ અરણ્યની ગુફામાં મારો પ્રવેશ મને મહાભય આપનાર ભાસે છે આ સંસારમાં જન્મ ધરીને અજ્ઞાનરૂપ અંધકારમાં તો હું પતન થયેલો હતો, પણ આ ગુફામાં પ્રવેશ થવાથી જાણે વિલક્ષણ અંધકારના ઊંડા ધરામાં પ્રવેશ્યો હોઉં એમ પ્રતીત થાય છે અને એથી મને દુઃખ પણ અધિક ભાસે છે. આ વિશ્વ શું છે, ક્યાં સ્વતંત્ર કે પરતંત્ર કારણથી આ કાર્યપ્રવાહ ચાલે છે એ હું જાણતો નથી. આ જન્મમૃત્યુરૂપ સંસારપ્રવાહનો કોઈ કાળે અથવા કોઈ દિશામાં અંત હશે કે નહિ, અને અંત હશે તો તે અંતમાં શું છે એ હું અદ્યાપિ સમજતો નથી. આ શરીરમાં શા નિમિત્તે અને કઈ પ્રબળસત્તાના બળે આ 'હું છું' એમ માનનાર જીવાત્માનો પ્રવેશ થયો છે તેનો વિચાર કરતાં પણ કરકંકણવત્ મને અનુભવ થતો નથી. આ શરીરનું કયા કયા મુખ્ય અથવા ગૌણ પદાર્થો વડે તથા કયા કયા ચોક્કસ નિયમો વડે બંધારણ થયું છે તે હું જાણતો નથી તેમ જ કયા કયા નિર્વાહક હેતુઓ વડે આ શરીરની નિર્વિઘ્ન સ્થિતિ રહે છે તે પણ યોગ્ય પ્રકારે લક્ષમાં આવતું નથી. આ શરીર ક્યાં વિરોધી કારણોના

બળથી ક્ષયના પરિણામ ઉપર જતું અંતે નહિવત્ થાય છે તે પણ મને જણાતું નથી. આમ છતાં પણ એ શરીરરૂપ કારાગૃહથી છૂટવાની મને ઈચ્છા થતી નથી. આ કારાગૃહરૂપ સ્થાનમાં મને જેટલાં ને જેવાં ભયત્રાસ થાય છે તેટલાં અને તેવાં ભયત્રાસ અન્ય કોઈ પ્રકારથી થયાં જાણ્યાં નથી. મારી પ્રવાસની મુદત પૂરી થવા આવશે અને ધારેલો હેતુ મનમાં જ રહેશે.

હે વિશ્વત્રાતા! આપ વિના અમો અલ્પજ્ઞ જીવોને ખરા માર્ગમાં દોરી સુખમય સ્થાનમાં લઈ જનાર અન્ય કોઈ પણ નાવિક પ્રતીત થતો નથી. આ સંસારમાં અલ્પજ્ઞ જીવોનો સંગ તો આંધળાના વળાવા જેવો છે. એ જીવો જે પોતાના સુખના ઉપાયને ન જાણનાર હોવાથી દુઃખગ્રસ્ત રહે છે તે મારા સરખા અન્યને શું સુખ પ્રાપ્ત કરે? હે અંતર્યામિન્! વિશ્વાત્મન્! આ અંતરમાં રહેલું મન જે ઈચ્છાઓના તાત્કાલિક કોશરૂપ છે તે અંતરમાં રહ્યું રહ્યું નાના પ્રકારની ઈચ્છાઓરૂપ જ્વાલાઓ વડે અગ્નિની પેઠે દગ્ધ કરે છે. આ માનસ અગ્નિને કેવે પ્રકારે શાંત કરવો એ જણાતું નથી. ઈચ્છાઓનો અંત નથી, તેમ જ વિવિધ ઈચ્છાઓના સ્ફુરવામાં કોઈ નિયમ પણ હસ્તગત થતો નથી. આપ કે જે સર્વનાં અંતરમાં નિવાસ કરનારા તથા સર્વના સર્વ વ્યવહારના પ્રકાશક છો તે કાં તો આ અંતરથી ઊઠતી ઈચ્છાઓને નિવૃત્ત કરો, કાં તો સફળ થનારી ઈચ્છાઓને જ ઉદય કરો. પણ વિના કારણ ત્રાસ આપનારી તથા અંતમાં ફલને ન આપનારી એવી જે ઈચ્છાઓ હોય તેને તો કારણમાં જ દગ્ધ બીજના પેઠે બાળી નાખો. આપ સર્વશક્તિમાન છતાં પણ જ્યારે અમને રંક જીવોને દુઃખ મુક્ત ન કરો તો અન્ય અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવો દુઃખ મુક્ત કરનાર છે? હે સર્વ પ્રપંચથી પર પરમાત્મન્! આપ જેમ નિર્લેપ છો તેમ અમને પણ નિર્લેપ કરો. જે કારણે થી અથવા કાર્યકારણભાવરહિત સ્વસત્તાથી આપ આ વિશ્વ ઉપાધિ વાળા છતાં અસંગ છો તે કારણ, કે તે સત્તાનો અમારામાં પ્રાદુર્ભાવ કરો કે જેથી અમે પણ આ વિવિધ ઉપાધિ સંબંધવાળા છતાં પણ આપની પેઠે અસંગ રહી સુખરૂપ રહીએ. હે સુખોદધિ! આપ કે જે સુખના અપાર સમુદ્રરૂપ છો તેમાંથી આ દુઃખરૂપ વિશ્વકણિકા ક્યાંથી અને ક્યા

નિમિત્ત કે ઉપાદાનકારણથી પ્રકટતાં પ્રતીત થાય છે એ સમજી શકાતું નથી. આ દુઃખ કે જે કોઈને પણ પ્રિય ગણાતું નથી, તે સર્વની પાછળ કયા કારણથી આવી લાગ્યું છે અને તેનો કયા ઉપાયથી નિઃશેષ અંત આવે એ મારા સરખા વિષયાસક્ત મનુષ્યને તો વિચાર કરતાં પણ લક્ષમાં આવતું નથી. આ સંસારરૂપ વૃક્ષ જેનાં મૂલનો કે શાખાનો અંત ભાસતો નથી તેનો કયા વજ્રરૂપ કુઠારવડે કોણે ક્યારે નાશ કરવો તે સમજાતું નથી; તેમ જ આ મારું પ્રાપ્ત બંધન પણ હવે ક્યારે અને કેવે પ્રકારે છેદાશે એ પણ મારાથી કળી શકાતું નથી. આપ જ મને આ બંધનથી મુક્ત કરવાને સમર્થ છો. હું કે જે હજી વિવિધ આશાનો ભરેલો છું તે આ કારાગૃહમાં શાંતિથી રહી શકવા સમર્થ નથી.

હે દીનવત્સલ! હું ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયો છું તે કોઈના સમીપ પણ દીનત્વ દેખાડવા યોગ્ય નથી, તથાપિ આપ કે જેનના સમીપ પ્રાણીમાત્રે દીનત્વ દાખવ્યા વિના છૂટકો નથી તેમના સમીપ દીનત્વ દેખાડવામાં હું ભય સમજતો નથી આ જનસમૂહમાં વિવેક પુરુષોનો એવો નિયમ છે કે જેનાથી આપણા દુઃખનો અંત આવે એમ હોય તેના સંમુખ જ દીન મુખ કરી દુઃખને પ્રકટ કરવું ઈતર સંમુખ કરવું નહિ, એ નિયમનું પણ મારાથી ઉલ્લંઘન થયું હોય એમ હું ધારતો નથી કારણ કે આપ જ સર્વ દુઃખના સંહારક છો. હે વિશ્વવ્યાપક! આપ જ સમગ્ર પ્રાણીપદાર્થના તથા તેમના પ્રવૃત્તિ નિવૃત્તિના નિયમમાત્રની વ્યવસ્થા કરનાર છો, જેથી આપ વિના હવે મને યોગ્ય પ્રવૃત્તિમાં જોડાવાની અન્ય કોણ વ્યવસ્થા કરી શકનાર છે કે તેના પ્રતિ મારા ઉદ્‌ગાર કાઢી હૃદય શાંત કરું. હે કર્મફળપ્રદાતા! આપ જ વિહિત અવિહિત સમગ્ર કર્મના ફલને યથાકાલે યથાનિયમે પ્રવૃત્ત થવા પ્રવર્તાવનાર છો તો આ મારાં કર્મફલરૂપ પ્રાપ્ત બંધનને ને ત્રોડનાર કોઈ મારા અન્ય કર્મને આપ જ પ્રેરો કે તેથી હું સત્વર મુક્ત થાઉં; અને કદાચિત તેવું કોઈ કર્મ તત્કાલ વિદ્યમાન ન હોય તો આ આપના અભિમુખ થયેલા આ દાસની વૃત્તિના સદ્વ્યાપારના ફળને પ્રવર્તાવીને મને મુક્ત કરો. આતુર આશાવાનને શક્યાશક્યનું ભાન હોતું નથી, તેથી ગમે તેવી યાચનાથી પણ તે

દોષવાન જણાતો નથી. તેમ છતાં પણ આપ તો સર્વ કરવા સમર્થ છો જેથી આપના પ્રતિ આ પ્રકારની આશા બાંધવી એ અનુચિત નથી જ. આ સંસાર એક પક્ષથી જોતાં અંધના મેળા જેવો છે. જેમ અંધ પ્રાણી બીજા અંધ પ્રાણીને પોતાનો દોરનાર ગણીને ચાલે અને તે અન્ય અંધ પણ અજાણતાથી પોતે દેખાતો તથા પ્રથમ અંધનો દોરનાર છે એમ જણાવી પોતે તે અન્ય અંધને દોરીને અંતે પોતે તથા તે બંને ખાડામાં પડે છે તેમ આ જગતમાં સર્વ સ્થળે હોય એમ ભાસે છે. ઘણા જીવો મારી આશા રાખે છે કે એ મારા દુ:ખને ટાળશે, અને હું બીજાની રાખું છું. રંકથી તે રાય પર્યંત સર્વ એક બીજાની આશામાં ને આશામાં દિવસો કાઢતાં જણાય છે. આ સર્વ પ્રાણીઓ પોતાથી કોઈ શ્રેષ્ઠ એમ માને છે, અને તે શ્રેષ્ઠપદની આશા રાખે છે જેથી આશાના પાશમાંથી પ્રાણીઓને છૂટવું કઠિન છે. આશા બાંધવા છતાં પણ પેલા અંધની પેઠે અંતે આશારહિત જ થવાનો સમય આવે છે. આમ છે માટે હે વિશ્વેશ્વર, આપ જ એક વસ્તુત: સર્વની આશાનું સ્થાન છો. આપ સર્વજ્ઞ વિના સર્વની આશા કોણ પૂર્ણ કરવા સમર્થ છે? કોઈ જ નહિ. અમે જીવો આ દીનતાથી છૂટીએ એવો માર્ગ આપ વિના અમને કોણ કાઢી આપે? આ અમને દીનત્વ શાથી પ્રાપ્ત થાય છે એનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે સ્પષ્ટ જણાય છે કે આ વિષયસુખની લાલસા એ જ દીનતા તથા દુ:ખની આપનારી છે. વિષયસુખથી અતિરિક્ત પુરુષોને દીનતા તથા દુ:ખ સ્પર્શ કરી પણ શકે એમ નથી. હે દીનવત્સલ, આપ મારી દીનતા તથા દુ:ખને દૂર કરીને મને મુક્ત કરો. આપના સ્વરૂપને યથાવત્ ન જાણનાર હું આ મોહજાળમાં સપડાયો છું. આપને વસ્તુત: અનુભવનાર આ પ્રપંચને અનુભવતા નથી, એવાં સિદ્ધ વચનો સાંભળવામાં આવે છે, પણ તેની યથાર્થતા મારા અનુભવમાં આણવાને તો આપ જ સમર્થ છો. આ સંસાર અજ્ઞ મનુષ્યોને અંધારાકૂપ જેવો છે. અને આપને ન જાણનાર સર્વ અધમ મનુષ્યો નેત્રહીન અંધ પ્રાણી-

સમ છે એમાં સંદેહ નથી. આપ પ્રતિનો શુદ્ધ પ્રેમ જ આ મનુષ્યોને ખરાં નેત્ર આપનાર છે, અને તે સાચાં નેત્ર જ આપને પ્રત્યક્ષ યથાર્થ જેમ છો તેમ અનુભવવા સમર્થ કરે છે. હે દેવાધિદેવ! આપને જે જે વિધિથી જાણવા ઘટે છે તથા જે વિધિથી આપની સ્તુતિ કરવી ઘટે છે તે વિધિને હું જાણતો નથી, માટે મારા અવિવેક માત્રની ક્ષમા કરજો.'

આ જ પ્રમાણે આ લોકમાં શાંતિશર્મા નામના એક સ્વધર્મનું ઉત્તમ પ્રકારે પાલન કરનાર પુરુષને વિલક્ષણ પ્રારબ્ધના બળે વ્યવહારમાં અત્યંત પ્રતિકૂળ સ્થિતિ પ્રાપ્ત થઈ હતી. તેમને જન્મથી જ નિર્ધનતા પ્રાપ્ત હતી તથા તેમનો વ્યવહાર અનેક પ્રતિકૂળતાઓથી ભરેલો હતો. આ સર્વને સત્વર દૂર કરીને વ્યાવહારિક અનુકૂળ સ્થિતિ, કે જેમાં રહીને તે પરમાર્થને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી શકે, તેને પ્રાપ્ત કરવા માટે તે ઉગ્ર પુરુષપ્રયત્ન અત્યંત ધૈર્યપૂર્વક અને પૂર્ણ સાવધાનતાપૂર્વક કરતા હતા. પરંતુ પ્રારબ્ધ સત્તાથી, કે અદૃષ્ટ સત્તાથી તેમને હતી તેના કરતાં અનેક ગણી વિપરીત સ્થિતિ આવીને પ્રાપ્ત થઈ રહી હતી. આ પ્રકારની પ્રતિકૂળ સ્થિતિને પ્રાપ્ત થતાં આરંભમાં તેમનું સર્વ ધૈર્ય જતું રહ્યું હતું, તથા તે કિંકર્તવ્યમૂઢ થઈ રહ્યા હતા. પરંતુ તેમણે આ પ્રકારનું વર્તન ઈશ્વરના અંશરૂપ ગણાતા એક મનુષ્યને શોભે તેવું નથી, એમ ધારીને, પોતાના અંતરાત્મામાં શ્રદ્ધા ધરીને, પુનઃ ધૈર્યને પ્રકટાવીને પૂર્વના કરતાં અતિ ઉગ્ર પુરુષાર્થને આરંભ્યો હતો, અને તે ઈશ્વર-ના પરમ અનુગ્રહને પ્રાપ્ત થઈ રહ્યા હતા, તથા તેમને આવી પ્રાપ્ત થયેલી અનેક પ્રકારની પ્રતિકૂળતાને દૂર કરીને ઇચ્છાનુકૂળ સ્થિતિને વર્તમાન દેહમાં જ પ્રાપ્ત કરી શક્યા હતા. તથા તે જ દેહમાં પોતાના પ્રયત્નની દિશાને પરમાર્થ માર્ગમાં વાળીને ઈશ્વરોપાસન વડે જીવનમુક્તિરૂપ મહામનોહર અને પરમ સુખપ્રદ સ્થિતિને પામ્યા હતા અને આ સંસારસિંધુને તરી ગયા હતા.

તેથી તમારા જીવનમાં કંઈ ને બદલે કંઈ આવીને પ્રાપ્ત થાય તો હારી જતા નહિ, પરંતુ એક મનુષ્ય બનીને, અનુપમ ધૈર્યને ધારણ કરીને,

અવિરલ પુરુષાર્થ વડે વિપરીત સ્થિતિને દૂર કરજે અને આગળ માર્ગ કાપજે.

'આ સંસારમાં સર્વ સુખની ઈચ્છા રાખે છે, અને દુઃખથી બચવાના ઉપાયને સાધે છે તથાપિ દુઃખ રો એવી વસ્તુ છે, કે તે જીવદશામાં પ્રાપ્ત થયા વિના રહે જ નહિ.' એ શ્રીત્રિભુવનવિજયી ખડ્ગના વચન પ્રમાણે જીવોને કાંતો અજ્ઞાનથી, કે કાંતો અદૃષ્ટ સત્તાથી કે પ્રારબ્ધસત્તાથી દુઃખ, વા પ્રતિકૂળતા આવે છે જ. પણ તેથી તેમણે અકળાવાનું કે ધૈર્યને ત્યજવાનું પ્રયોજન નથી. આ દુઃખ, અથવા પ્રતિકૂળતા એ જ ઉન્નતિનાં અથવા કાર્યસિદ્ધિનાં સાચાં પગથિયાં છે. અને ભય નહિ પામતાં, કે નિરાશ નહિ થતાં જે તેનો આશ્રય ગ્રહણ કરે છે તે સત્વર ઉન્નતિરૂપ વા કાર્યસિદ્ધિરૂપ સ્થિતિના શિખરે વિરાજવાને ભાગ્યશાળી થઈ રહે છે. તેનો જ જય થાય છે, કે તે જ પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે, કે જે પોતાની મહત્ત્વાકાંક્ષા રૂપ અગ્નિને દુઃખ, વિપત્તિ કે પ્રતિકૂલતાથી કદળી જવા દેતા નથી—ઓલવાઈ જવા દેતા નથી, પણ તેને ધૈર્ય, ઉત્સાહ, વીર્ય, આત્મશ્રદ્ધા અને પુરુષપ્રયત્ન આદિ વડે પ્રજ્વલિત રાખે છે. અને આવા ધૈર્ય, વીર્ય, શૌર્ય, આત્મશ્રદ્ધા તથા પુરુષપ્રયત્ન આદિને પ્રાપ્ત પુરુષો જ દીનતા અને જીવત્વને ભસ્મીભૂત કરીને સાચા સામર્થ્યને પ્રાપ્ત કરે છે, શિવસ્વરૂપ ભૂત પરમ મનોહર અને પરમ સુખદ સ્થિતિમાં આવીને સ્થિત થાય છે અને આ સંસારને તરી જાય છે.

## ૮ : ઈશ્વરેચ્છાધીનતા

મનુષ્ય ગમે તેટલા ઉગ્ર નિશ્ચયવાળો હોય છે અને તે ગમે તેટલો ઉગ્ર પ્રયત્ન કરનાર હોય છે, તોપણ તેને ઈશ્વરેચ્છાને પ્રસંગે આધીન થવું પડે છે. અને આ પ્રમાણે તે જો પ્રસન્નતાથી ઈશ્વરેચ્છાને આધીન નથી થઈ શકતો તો તેને અસંતોષ થાય છે જ.

આગળ જણાવ્યા પ્રમાણે મનુષ્ય કંઈ સર્વજ્ઞ નથી, કે તે કંઈ સર્વશક્ત નથી, કે તેની ઇચ્છા પ્રમાણે તરત જ સિદ્ધિ મળી જાય; પરંતુ તે અલ્પજ્ઞ અને અલ્પશક્ત હોવાથી તે પ્રમાણે થતું નથી અને તેથી તેણે ઈશ્વરેચ્છાને પ્રસન્નતાથી આધીન થવાની જરૂર છે.

એક ખેડૂત પોતાના ખેતરને ઉદ્યોગથી અને કાળજીથી ખેડે છે, અને તેમાં ધાન્ય વાવી આવે છે. તે પોતાનાથી બની શકે તે સર્વ પ્રયત્ન પોતાને પ્રાપ્ત જ્ઞાનસામર્થ્યની મર્યાદાનુસાર ખેતીને સુધારવાને કરે છે, પરંતુ એમ બને છે, કે વરસાદ જ આવતો નથી. હવે તેની કરેલી સર્વ મહેનત વ્યર્થ જાય છે. તો આ પ્રસંગે તેણે શું કરવું? તેણે ગ્લાનિ, શોક કે નિરાશાને વશ થવાનું પ્રયોજન નથી, પરંતુ તેણે પ્રસન્નતાથી ઈશ્વરેચ્છાને વશ વર્તવું ઘટે છે, તેણે ઈશ્વરને કહેવું ઘટે છે, કે ભગવન્! આપની ઇચ્છા બળવાન છે, અને આપ જે કરતા હશો તે યોગ્ય જ કરતા હશો. આ પ્રમાણે તેણે પ્રસન્નતાપૂર્વક પરમાત્મ ઇચ્છાને આધીન થવું ઘટે છે.

શ્રી ગીતામાં કહ્યું છે કે सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ- સુખ અને દુઃખ, લાભ અને હાનિ એ ઉભયમાં સમબુદ્ધિ રાખવી. અર્થાત્ સુખ અને લાભથી હર્ષને પામવું અને દુઃખ અને હાનિથી શોકને વશ ન થવું. આ ઉભય સ્થિતિમાં સમબુદ્ધિ રાખવી.

આ જ પરિણામી સ્થિતિ છે. અને જ્યાં સુધી મનુષ્ય આ સ્થિતિમાં સ્થિત નથી થતો ત્યાં સુધી તેને સુખદુઃખ, અને લાભહાનિના અનેક પ્રસંગો આવ્યા જ કરે છે. ઈશ્વરનો ઉદ્દેશ મનુષ્યને આ સ્થિતિમાં લાવીને સ્થાપવાનો છે, અને તે જ્યારે તેને આ સ્થિતિમાં સ્થાપે છે ત્યારે જ પોતાના કર્તવ્યથી વિરમે છે. ત્યાં સુધી તેને સુખદુઃખ અને લાભહાનિના પ્રસંગો આવ્યા જ કરે છે. તેથી મનુષ્યે આવા પ્રસંગો પ્રાપ્ત થતાં સમબુદ્ધિને ધારણ કરવી ઘટે છે. અને તે જ્યાં સુધી સમબુદ્ધિને ધારણ કરતો નથી ત્યાં સુધી આવા પ્રસંગો આવી આવીને તેને પ્રાપ્ત થાય છે જ. આ જ જ્ઞાનમાત્રનું જ્ઞાન છે, અને એ જ સારમાત્રનો સાર છે, કે સુખદુઃખમાં સમબુદ્ધિ રાખવી.

પરંતુ અત્રે એ શંકા થવી સંભવિત છે, કે જો ઈશ્વરેચ્છાને આ પ્રમાણે નિષ્ફળના પ્રાપ્ત થતાં અધીન થઈ રહેવામાં આવે, તો પછી જે મહત્ત્વાકાંક્ષા ને સિદ્ધ કરવાને માટે યત્ન આરંભ્યો હોય છે તે કેવી રીતે પૂર્ણ થઈ શક? કારણ કે પછી તો મનુષ્ય સ્વાભાવિક રીતે જ, પ્રભો! આપની ઈચ્છા બળવાન છે, કહીને જે સ્થિતિ આવી બને તેને પ્રસન્નતાથી સ્વીકારી લેવાનો અને પ્રાપ્ત પુરુષપ્રયત્નથી વિરમી જવાનો; અને તેથી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાની બાજુએ રહી જવાની.

આવી શંકા થવી અત્રે ઉચિત જ છે. તેનું સમાધાન આ પ્રમાણે છે. सुखदु:खे समे कृत्वा—એના બીજા જ ચરણમાં શ્રીકૃષ્ણ ભગવાન શું કહે છે, તે જુઓ. તેઓ કહે છે કે. ततो युद्धाय युज्यस्व—તું યુદ્ધમાં જોડા; અર્થાત્ સુખદુઃખમાં અને લાભહાનિમાં સમબુદ્ધિ ધરીને તું તારા પુરુષપ્રયત્નથી અટકી ન જઈશ, પરંતુ યુદ્ધમાં જોડાજે, અર્થાત્ તેને ચાલુ રાખજે. તે પ્રમાણે ઈશ્વરેચ્છાથી આપણી મહત્ત્વાકાંક્ષા ધારેલા સમયમાં સિદ્ધ ન થાય, તો પ્રસન્નતાને નહિ ત્યજતાં ઈશ્વરેચ્છાને અધીન થઈને, લાભહાનિમાં સમબુદ્ધિ રાખીને પ્રયત્નથી અટકી જવાનું નથી, પણ તેને પૂર્વના વેગથી જ ચાલુ રાખવાનો છે, અને મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ થયે જ વિરમવાનું છે.

પ્રસંગે ઈશ્વરેચ્છાથી મનુષ્યના ધારવા કરતાં જુદા જ પ્રકારનું પરિણામ આવે છે. પરંતુ તેવે પ્રસંગે ખેદ ન કરવો અને પ્રયત્નથી અટકી ન જવું, એ જ કહેવાનો અત્ર આશય છે. તેવા પ્રસંગે પરમેશ્વરની ઈચ્છાને અધીન થવું અને શોક કે પરિતાપને ન સેવવો, પરંતુ પ્રસન્નતાપૂર્વક પ્રાપ્ત પ્રયત્નમાં સંલગ્ન રહેવું, અને જ્યારે કાર્યસિદ્ધિ થાય ત્યારે જ પુરુષપ્રયત્નથી અટકવું.

આપણા ક્યા પ્રયત્નનું ફળ ક્યા પ્રસંગે કેવા રૂપમાં અથવા કેટલા પ્રમાણમાં આપવું તે ઈશ્વરસત્તા જ ઉત્તમ પ્રકારે જાણે છે. તેથી આપણા પ્રયત્નનું ફળ ઈચ્છા પ્રમાણે ધારેલા સમયમાં અને ધારેલા રૂપમાં વા ધારેલા, પ્રમાણમાં ન મળે તો તેથી અકળાવાનું કે અસંતોષને ધરવાનું પ્રયોજન નથી. પણ તે પ્રમાણે નહિ થવામાં આપણી જ કોઈ અપૂર્ણતા કારણ હશે, એમ માનીને પરમાત્મ ઈચ્છાને વશ વર્તતાં, પ્રસન્નતાપૂર્વક પ્રાપ્ત પ્રયત્નને નહિ પરિત્યજતાં આગળ ને આગળ કર્તવ્યના ક્ષેત્રમાં પ્રયાણ કરવું ઘટે છે. અને આ પ્રમાણે કરનાર પોતાની મહત્ત્વાકાંક્ષાને વા ઈચ્છાને યોગ્ય કાળે સિદ્ધ કરે છે જ, વા સિદ્ધ થયેલી જુએ છે જ. ઘણા મનુષ્યો સુખને ઠેકાણે દુઃખ આવી મળતાં, કે લાભને ઠેકાણે હાનિ આવી મળતાં પ્રાપ્ત પ્રયત્નથી અટકી જાય છે, અને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી શકતા નથી; તેથી ततो युद्धाय युज्यस्व—એ શ્રી પરમાત્માના વચન પ્રમાણે સુખદુઃખ અને લાભહાનિમાં સમબુદ્ધિ રાખીને પ્રયત્નથી ન અટકી જવું, પણ તેમાં સંલગ્ન રહેવું અને કાર્યસિદ્ધિને અનુભવવી ત્યારે જ વિરામને પામવું, એ વાર્તા સ્પષ્ટ કરવા અર્થે જ આ 'ઈશ્વરેચ્છા—અધીનતા' નામના આઠમા પ્રકરણને આ પુસ્તકમાં આપણે રાખ્યું છે. પુનઃ આ પ્રકરણના અંતમાં આપણે એ જ જણાવીએ છીએ, કે વિપરીત પરિણામ આવતાં ધૈર્યથી ઈશ્વરેચ્છાને અધીન થવું, શોક કે પરિતાપ તેવે પ્રસંગે નહિ કરતાં પ્રસન્નતાને ધારણ કરવી અને પૂર્ણ ઉત્સાહ અને દૃઢ નિશ્ચયપૂર્વક પુરુષપ્રયત્નમાં સંલગ્ન રહીને મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી અને વિજયરૂપ શિખરની સ્થિતિએ આવીને સ્થિત થવું.

# ૯ : ધૈર્ય

આ સંસારમાં વિચક્ષણ ધૈર્યશાળી પુરુષો જ ત્રિલોકમાં પોતાની યશકીર્તિને સ્થાપનાર થાય છે

•  •  •

આ વિશ્વમાં ધૈર્ય જ મોટી સિદ્ધિકર છે.

•  •  •

દૃઢતા ગુણનું મૂળ, જાણી ન છોડ દુઃખે રહી.
(ત્રિ. વિ. ૫૬-૮)

નાનાં નાનાં કાર્યોને સિદ્ધ કરવામાં પણ ધૈર્ય ગુણની જરૂર હોય છે, તો મોટાં કાર્ય કરવામાં તેની જરૂર હોય એ સ્વાભાવિક જ છે ધૈર્ય વિના કોઈ પણ કાર્ય સિદ્ધ થઈ શકતું નથી ધૈર્યથી જ સર્વ કાર્ય સિદ્ધ થઈ શકે છે, એટલું જ નહિ, પણ તે ઉત્તમ પ્રકારે થઈ શકે છે જેને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે, તેણે તો ધૈર્યને અવશ્ય ધારણ કરવું જ પડે છે, કારણ કે તેની તેને પગલે પગલે જરૂર પડે છે

કાર્યને સિદ્ધ કરવામાં મનુષ્યને એક પ્રકારના આંતરબળની જરૂર પડે છે, અને તે આંતરબળને ઉત્પન્ન કરનાર આ ધૈર્ય જ છે જેટલા પ્રમાણમાં મનુષ્યમાં ધૈર્ય હોય છે, તેટલા પ્રમાણમાં તેનામાંથી આ આંતરબળ આવિર્ભાવ પામે છે. તેથી જેણે મોટાં કાર્ય કરવાં છે, તથા જેણે અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરવું છે, તેને વિશેષ આંતરબળની જરૂર પડે છે, અને તેથી તેને જન્મ આપનાર ધૈર્યને તેને પ્રથમ ધારણ કરવાની આવશ્યકતા છે

आपणे आगळना प्रकरणमां जणावी गया छीए, के मनुष्य अ पग छे, तथा अल्पशक्ति छे, तेथी ते जे क्षणे धारे छे ते क्षणे अथवा अ प समयमा तेनी महत्त्वाकांक्षा सिद्ध थई जती नथी, पण प्रसंगे तेमा अनेक विघ्न आवे छे तथा ते काळे करीने योग्य समये ज सिद्ध थाय छे आ प्रमाणे होवाथी ज तेने धैर्यनी अनिवार्य आवश्यकता छे कारण के जो ते धैर्यने धारण करतो नथी, तो पछी तेने आरभेला कार्यने तत्काल सिद्ध न थवाथी मूकी देवु पडे छे अने जो ते तेम करे छे, तो पछी तेने ते पूर्ण करी शकतो नथी, तेथी बुद्धिमाने धैर्यने अधिक अने अधिक प्रमाणमा धारण करवानी जरूर छे

जेमणे जेमणे पूर्वे मोटा कार्य कर्यां छे तथा जेमणे जेमणे पोतानी महत्त्वाकांक्षाने सिद्ध करी छे, तेमणे तेमणे धैर्यने, असाधारण धैर्यने धारण करेलुं छे ज भगीरथ राजाने शु थोडा ज वर्षोमा, पोतानी इच्छानी सिद्धि थई हती? तेमने केटलो बधो दीर्घ समय धैर्यने धारण करवानी जरूर पडी हती? अने तेमणे आवा अलौकिक धैर्यने धारण न कर्यु होत तो शु ते पोतानी महत्त्वाकांक्षाने सिद्ध करी शकवा होत के? नहि ज पण तेमणे धैर्यने न त्यज्यु अने योग्य काळे तेमनी महत्त्वाकांक्षा सिद्ध थई पा० वोने बार वर्षनो वनवास प्राप्त थयो, तोपण तेमणे तेने धैर्यथी स्वीकार्यो अने धैर्यने धारण करीने आ समय तेमणे वीतावी दीधो तो पुन ते राज्य मेळव वाने अने कौरवोनो पराजय करवाने समर्थ थया शिवाजी महाराजने केटला वखत निष्फळता मळी हती, छता पण तेमणे धैर्यने त्यज्यु न हतुं अने तेना परिणामे ते मोगलोना पराजय करी शकया हता आपणा देशनु राज्य प्राप्त करनार अंग्रेजोने पण केटला प्रसगे प्रारभमा निष्फळता मळी छे, छता पण तेमणे धैर्यबळे आजे तेनुं साम्राज्य प्राप्त करेलुं छे आ ज प्रमाणे ज्या ज्या मोटा कार्य सिद्ध थयेला छे त्या त्या धैर्यबळ विद्यमान हतुं ज तेथी तमे तमारी महत्त्वाकांक्षाने सिद्ध करवा इच्छता हो तो कार्य सिद्ध करावी आपनार धैर्यने तमे तमारा अगे अगमा धारण करो अने ते सामान्य धैर्यने नहि पण असाधारण धैर्यने ज धारण करो.

બુદ્ધિમાન મનુષ્યોનો એવો નિશ્ચય હોય છે, કે તે પૂર્ણ વિચાર કર્યા વિના કોઈ કાર્યનો આરંભ કરતા નથી; અને જ્યાં તે કાર્યનો આરંભ કરે છે ત્યાં પછી તેને પ્રાણાંતે પણ પૂર્ણ કર્યા વિના મૂકતા નથી. તેથી તમે જેનો પ્રારંભ કરો, તેનો પ્રથમ પૂર્ણ વિચાર કરો અને પછી તેને જ્યારે પૂર્ણ કરો ત્યારે જ વિરમો.

ઘણા મનુષ્યો એમ માને છે કે, આવાં મોટાં કાર્ય તે આપણાથી શી રીતે સિદ્ધ થઈ શકે? અને એમ માનીને તે બેસી રહે છે, અને મોટાં કાર્યનો આરંભ કરતા નથી અને સામાન્ય સ્થિતિમાં પડયા રહે છે. પરંતુ આ એક મનુષ્યને માટે અનુચિત જ છે. મનુષ્યમાં આરંભમાં મોટાં કાર્યને તત્કાલ સિદ્ધ કરી દેવાનું બળ નથી જ હોતું, પણ જો તેનામાં તેને સિદ્ધ કરવાની સાચી ઇચ્છા હોય છે, તો તે ઈશ્વરનો અંશ હોવાથી તેના અંતરમાંથી તેને સિદ્ધ કરનાર બળ જાગ્રત થાય છે તથા તેની સાચી ઇચ્છાના બળે વિશ્વમાંથી તેને જરૂરની સહાયક સામગ્રી પણ ખેંચાઈ આવે છે. ટિટ્ટિભ પક્ષીએ જ્યારે દરિયાને ખાલી કરવાનો દૃઢ નિશ્ચય કર્યો, તે વખતે તેને તે કાર્ય તે કરી શકે તેવી અનુકૂળતા ક્યાં હતી? પરંતુ તેણે જ્યાં પોતાના આત્મામાં વિશ્વાસ—શ્રદ્ધા રાખીને પ્રયત્નને આરંભ્યો, કે તેને ઈતર પક્ષીઓની અને પરિણામે પક્ષીના રાજા ગરુડની પણ સહાય મળી આવી, અને તેનો વિજય થયો. તે જ પ્રમાણે જે મનુષ્યને કાર્ય સિદ્ધ કરવાની સાચી ઇચ્છા છે તેને યોગ્ય સમયે કાર્ય સિદ્ધ કરી આપનાર યોગ્ય સામગ્રી પ્રાપ્ત થઈ આવે છે જ. પણ તેનામાં તેની સાચી ઇચ્છા હોવી જોઈએ, તથા તેની સાથે તેનામાં યોગ્ય ધૈર્ય પણ હોવું જોઈએ.

જે જે મોટાં કાર્ય પૂર્વ પુરુષોએ કરેલાં છે તે જો તેમનામાં ધૈર્યબળ ન હોત તો તે ન જ કરી શકયા હોત; પરંતુ તેમનામાં ધૈર્યબળ હોવાથી જ તે તે કાર્યને સિદ્ધ કરી શક્યા છે. તેથી તમે પણ જો મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છતા હો તો ધૈર્યબળને ધારણ કરો.

પનામાની નહેરને પૂર્ણ કરતાં તેમાં આરંભમાં અમેરિકનોને કેટલા વખત નિષ્ફળતા મળી છે, એ તમે જ્યારે તે સંબંધનો સવિસ્તર ઈતિહાસ વાંચશો ત્યારે જ તમને સ્પષ્ટ થશે આવાં મોટાં કાર્ય કંઈ પહેલી જ વખતે સિદ્ધ થઈ જતાં નથી. શું આપણે વારંવાર વર્તમાનપત્રોમાં નથી વાંચતા, કે અમુક એરોપ્લેન ફાટવાથી અમુકનું મરણ થયું, અને અમુક એરોપ્લેન બળી જવાથી અમુકનું મરણ થયું? છતાં પણ વિલક્ષણ ધૈર્યબળવાળી પાશ્ચાત્ય પ્રજા તેનો કેડો મૂકતી નથી, અને સેંકડો અને હજારો મનુષ્યોનો તેની શોધમાં સંહાર થઈ જતો તે જુએ છે તેમ છતાં, ધૈર્યને ધારણ કરીને તે પુરુષ પ્રયત્નમાં સંલગ્ન જ રહે છે. આપણા દેશમાં જે પાંચ દશ મનુષ્યોનું જ આવા કોઈ સાહસમાં મૃત્યુ થાય તો આ છેડાથી પેલા છેડા સુધી આખા દેશમાં હાહાકાર થઈ રહે અને પછી તે કાર્યને સૌ સો ગજના લાંબા નમસ્કાર કરીને નમસ્તુભ્ય કરીને તેનાથી હમેશાં છેટા જ રહે, પણ આ પ્રમાણે થવું એ યોગ્ય ધૈર્યબળના અભાવને જ સૂચવે છે. આપણી પ્રજામાં આજે યોગ્ય ધૈર્યબળની અપૂર્ણતા જોવામાં આવે છે. અને જ્યાં સુધી તે યોગ્ય ધૈર્યબળને ધારણ નહિ કરે ત્યાં સુધી તેનો વ્યાવહારિક તેમ જ પારમાર્થિક અભ્યુદય થવો અશક્ય છે.

ઈશ્વરની કોઈ વિલક્ષણ ઈચ્છાથી, કે પ્રાપ્ત કોઈ વિલક્ષણ સંજોગોથી કે કાળબળથી કે ઈતર કોઈ કારણથી કદાચ તમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન થાય તો તેથી તમારે એમ નથી સમજવાનું કે, તમારો પરાજય થયો છે, કે તમારી નિષ્ફળતા થઈ છે, પરંતુ જે તમે યોગ્ય ધૈર્યને ધારણ કર્યું છે તથા યોગ્ય પુરુષપ્રયત્ન છેક છેવટની ક્ષણ સુધી કર્યો છે, તો તમારો વિજય જ થયો છે, અને તમને સફળતા જ મળી છે, એમ સમજવાનું છે. મહારાણા પ્રતાપસિંહને આ જ પ્રમાણે આવાં જ કોઈ વિલક્ષણ કારણોને લઈને પોતાની ઈચ્છા પ્રમાણે કાર્યસિદ્ધિ નહિ થવાનો યોગ પ્રાપ્ત થયો હતો પરંતુ તેમણે તેમનો ટેક ત્યજ્યો ન હતો, અને તેને નિભાવવાને

જેટલાં સહેવાં પડે તેટલાં કષ્ટો સહન કર્યાં હતાં, તથા જે પ્રયત્ન કરવો પડે તે પ્રયત્ન કર્યો હતો; તેથી તેમનો વિજય જ થયેલો આપણે સમજીએ છીએ. તેમના નામોચ્ચારણ સાથે જ આજે સાચા ક્ષત્રિયના શરીરમાં સાચું વીરત્વ વહેવા માંડે છે, એટલો તેમાં પ્રતાપ છે. તે જ પ્રમાણે કદાચ જો કે યોગ્ય ધૈર્યબળ અને યોગ્ય પુરુષપ્રયત્નથી કાર્ય સિદ્ધ થાય છે જ, છતાં— તમારી મહત્ત્વાકાંક્ષા વર્તમાન જન્મમાં વા વર્તમાન દેહમાં પૂર્ણ ન થાય તો નિરાશાને લેશ પણ અંશમાં વશ થના નહિ. પણ અતુલ પુરુષપ્રયત્ન અતુલ ધૈર્યબલપૂર્વક કરજો, અને આ દેશમાં તમારા કર્તવ્યની અપૂર્વ છાપ પાડી જજો, કે તે છાપનું સ્મરણ કરીને ભવિષ્યની પ્રજા તમારા પગલે પગલે ચાલે. તમે એવા ઉગ્ર પુરુષપ્રયત્નને કરજો તથા એવા અતુલ ધૈર્યબળને ધારણ કરજો, કે તમને વિજય મળે, કે ન મળે તોપણ તમારા નામોચ્ચારણ સાથે જ તમારું સ્મરણ કરનારના તનમનમાં વિદ્યુત્‌ની પેઠે કોઈ વિલક્ષણ ચમત્કાર પ્રવેશ થાય અને તમારા જેવા થવાને વિલક્ષણ વેગથી તે પ્રેરાય.

એક વખત નિષ્ફળતા મળે, દશ વખત મળે, સો વખત મળે, હજાર વખત મળે, કે ગમે તેટલા વખત મળે પણ પ્રારંભેલા કાર્યને ત્યજતા નહિ, અને અપૂર્વ ધૈર્યબળને ધારણ કરીને તેને સિદ્ધ કરજો.

જેમ વિજય મળવો સ્વાભાવિક છે, તેમ જીવનદશામાં નિષ્ફળતા મળવી પણ સ્વાભાવિક છે. પરંતુ ધૈર્યબળને ધારણ કરનાર આ નિષ્ફળતાના પરિણામમાં સફળતાને જ પ્રાપ્ત કરે છે. મનુષ્યને નિષ્ફળતા મળતાં તેનામાંથી અપૂર્વ ધૈર્યબળ ઉત્પન્ન થાય છે, જે તેને કાર્ય સિદ્ધ કરાવે છે. તેથી જે ધૈર્યબળને નિષ્ફળતા જાગ્રત કરનાર છે તેને બુદ્ધિમાને સર્વત્ર સત્કાર આપવા યોગ્ય છે, વા તેને સર્વદા સેવ્ય છે.

થવાનું કે નિરુત્સાહ ધારણ કરવાનું શું પ્રયોજન છે? ત્યારે તો વિજય કે કાર્યસિદ્ધિપ્રાપ્તિ જ દૃષ્ટિ સ્થાપવાની જરૂર છે. પછી વચમાં અવિજય પ્રાપ્ત થાય તો તેની ઉપેક્ષા કરવી એ જ હિતકર છે.

મનુષ્યનામાં જે અપૂર્વ ધૈર્યબળની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં જરૂર છે તે કંઈ પ્રથમ દિવસે જ પ્રાપ્ત થઈ જતું નથી, પણ તે ક્રમે ક્રમે જ પ્રાપ્ત થાય છે. આહાર અને નિદ્રા જેમ વધાર્યાં વધે છે અને ઘટાડયાં ઘટે છે તેમ આ ધૈર્યબળ પણ વધાર્યું વધે છે અને ઘટાડયું ઘટે છે. ઘણા મનુષ્યો સહજસરખાં કાર્ય પણ કરી શકતા નથી તેનું કારણ તેમનામાં ધૈર્ય-નો અભાવ એ જ છે; અને અન્ય મનુષ્યો મોટાં દેવસદૃશ કાર્ય કરી શકે છે, તેમાં તેમનામાં ધૈર્યનો સદ્‌ભાવ એ જ કારણ છે. તેથી જ્યારે જ્યારે નિષ્ફળતા મળે ત્યારે ત્યારે પ્રારબ્ધકાર્યથી વિરમી ન જાઓ, પણ આરંભના જેટલો જ ઉત્સાહ કાયમ રાખીને ધૈર્યને ધારણ કરો, અને તેને પૂર્ણ કરવાને પુરુષપ્રયત્ન-ની ધારાને અવિચ્છિન્નપણે ચલાવ્યા જ કરો. ધૈર્યબળ કે જે કાર્યમાત્રને સિદ્ધ કરાવી આપનાર છે, તેને પ્રાપ્ત કરવાની, કે તેને પોતાના અંતરમાંથી જાગ્રત કરવાની આ જ કૂંચી છે, કે આ જ માર્ગ છે.

ધૈર્ય કે દૃઢતાને ધારણ કરનાર લૌકિક અર્થની જેમ સિદ્ધિ કરે છે તેમ તે અલૌકિક અર્થની પણ સિદ્ધિ કરે છે. સ્વલ્પમાં કહીએ તો વાસ્તવ ધૈર્યને ધારણ કરનારને આ વિશ્વમાં કોઈ પણ કાર્ય કરવું અસંભવિત નથી, કે કઠિન નથી. તેથી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છનારે તેને સિદ્ધ કરાવી આપનાર આ ધૈર્યને અવશ્ય ધારણ કરવા યોગ્ય છે.

હવેના પ્રકરણમાં મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિમાં અવશિષ્ટ જે અંગોની જરૂર છે તેનું પ્રતિપાદન કરીશું.

## ૧૦ : પરમાત્મસત્તા સાથેના સંબંધનું સતત સ્મરણ

અર્જુન તુજ રથ કૃષ્ણ હાંકે, કાં હવે ધારે તું ડર,
વિજયમાં સંશય ન તો એ, કેમ થાતો તું કાયર.
અંતર્યામી કૃષ્ણ પોતે, અર્જુન તું જીવ જાણજે,
ભવરણે તુજ ખેડતાં રથ, ઉરે નિશ્ચય આણજે.
ચાલક ને તારા નિયામક, હૃદયસ્થિત જે શ્રીહરિ,
તે તણે વિશ્વાસે રહી તું, રુજ હામ રણે ધરી,
થાતો તારો વિજય આખર. (શ્રીવિશ્વવંદ્ય)

મનુષ્ય જ્યારે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને યત્ન કરે છે અને જ્યારે તેનામાં જેટલું સામર્થ્ય હોય છે તે સર્વનો ઉપયોગ કરતાં છતાં ફળની પ્રતીતિ યથેચ્છ સમયમાં થતી નથી ત્યારે તેને સહજ નિર્વેદ પ્રકટે છે, અને તે સમયે તેને પ્રારમ્ભકાર્યને ત્યજી દેવાની વૃત્તિ થાય છે. આ પ્રમાણે થવું એ સ્વાભાવિક જ છે; કારણ કે મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે છે, છતાં પણ તેના સામર્થ્યની મર્યાદા હોવાથી તે મહત્ત્વાકાંક્ષાને ઇચ્છાનુકૂળ સમયમાં સિદ્ધ કરી શકતો નથી.

પોતાના કુટુંબનું નિર્વહણ કરવું અને સામાન્ય વ્યવહાર કરીને મરણને શરણ થવું, એમાં કંઈ મનુષ્યને કઠિન નથી, કે તેને કોઈ અન્યની સહાયની અપેક્ષા રહેતી નથી. કારણ કે આ કાર્ય મનુષ્યની મર્યાદિત શક્તિથી ઉત્તમ પ્રકારે થઈ શકે છે, પણ જ્યાં મનુષ્ય મહત્ત્વાકાંક્ષાને ધારણ કરે છે અને તેને સિદ્ધ કરવાને યત્ન કરે છે ત્યાં જ તેને પોતાની મર્યાદિત શક્તિનું ભાન થાય છે, અને તેવે સમયે શું કરવું, એ પ્રશ્ન થાય છે.

આવા પ્રસંગે મનુષ્ય જો ઈશ્વરની સહાય નથી લેતો અથવા તો પોતાના ઈશ્વરસદૃશ વા ઈશ્વરથી અભિન્ન આત્મતત્ત્વનું સ્મરણ નથી કરતો

તો તે તેની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ નથી જ કરી શકતો. કારણ કે તેની મર્યાદિત શક્તિનો અંત આવી રહેતાં તે હારી જાય છે અને આરંભેલા કાર્યને પડતું મૂકે છે.

પરંતુ આ સમયે તે પાછો વળીને જો પોતાના ઈશ્વર સાથેના સંબંધને જુએ છે તો તેનામાં ધૈર્ય પ્રકટે છે, તથા તેને જે વિશેષ સામર્થ્યની જરૂર છે તે તેને અંતરમાંથી મળે છે અને તે આગળ વધે છે.

તેથી જ્યારે જ્યારે આપણી શક્તિઓનો ક્ષય થયેલો જણાય ત્યારે ત્યારે 'હું વસ્તુતઃ ઈશ્વરસ્વરૂપ છું અને ઈશ્વર સર્વશક્તિમાન હોવાથી તે અંશ મારામાં પણ છે અને તેથી હું કોઈ પણ કાર્ય કરી શકવાને સમર્થ છું.' એવો વિચાર કરીને પ્રસન્નતા, ઉત્સાહ, ધૈર્ય આદિને ધારણ કરવાં ઘટે છે.

મહત્ત્વાકાંક્ષી પોતાની મહત્ત્વાકાંક્ષાને ત્યારે જ સિદ્ધ કરી શકે છે, કે જ્યારે તે પોતાનામાં એક સામાન્ય મનુષ્યથી અનેકગણા વિશેષ સામર્થ્યને જુએ છે. જે સત્તા આ મહત્ત્વાકાંક્ષાને જન્મ આપે છે, તે સત્તામાં તેને સિદ્ધ કરાવવાનું સામર્થ્ય રહેલું હોય છે જ. પરંતુ મનુષ્યો આ સામર્થ્યના પ્રભવસ્થાન—ઉત્પત્તિસ્થાન પ્રતિ જોતા નથી અને તેથી તેમને તે સામર્થ્યની ઝાંખી થતી નથી. જે આ સામર્થ્ય પ્રતિ દૃષ્ટિ કરે છે તેમને તેની પ્રતીતિ—ભાન થાય છે જ.

નોળિયો જ્યારે સાપની સાથે લડે છે ત્યારે તે પ્રસંગે પ્રસંગે એક પ્રકારનું મૂળિયું સૂંઘી આવે છે એમ કહેવાય છે. તે જ પ્રમાણે તમે તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતા હો તે પ્રસંગે તમારા સ્વરૂપ પ્રતિ વારંવાર દૃષ્ટિ કરજો અને તમે કોણ છો તેનું સ્મરણ કરજો. જો આ પ્રમાણે તમારા સ્વરૂપને તમે નહિ સંભારો તો તમારી મહત્ત્વાકાંક્ષાને તમે ભાગ્યે જ સિદ્ધ કરી શકશો.

વારંવાર અને પ્રસંગે પ્રસંગે તમારો પરમાત્મા સત્તા સાથે અભેદ સંબંધ છે, તમે તે સત્તાસ્વરૂપ જ છો, એ વિચારને જાગ્રત રાખજો અને

તમને નિરાશા, નિર્વેદ, નિરુત્સાહ વગેરેનું ભાન કદી જ નહિ થાય. તમે તે સત્તારૂપ જ હોવાથી તે સત્તા જેમ અનંત સામર્થ્યસંપન્ન છે તેમ તમે પણ અનંત સામર્થ્યસંપન્ન જ છો, એમ દૃઢ માનીને આગળ અને આગળ માર્ગ કાપજો.

મનુષ્યો દીન, દુઃખી તથા નિકૃષ્ટ અને નિર્માલ્ય સ્થિતિમાં પડયાં રહે છે તેનું એ કારણ છે, કે તે પોતાના આત્મતત્ત્વને ભૂલ્યાં છે, તે પોતાના સ્વરૂપને ભૂલ્યાં છે. નહિ તો શા માટે તેમણે આવી નિકૃષ્ટ સ્થિતિમાં પડી રહેવું જોઈએ? પરન્તુ તે પોતે પોતાને નિકૃષ્ટ જ માને છે, અને તેને અનુરૂપ જ તેમની સ્થિતિ થઈ રહે છે.

'હું બ્રહ્મ છું, તું તે (ઈશ્વરરૂપ) છે,' એ વેદવચનાનુસાર પ્રત્યેક મહત્ત્વાકાંક્ષીએ, હું બ્રહ્મસ્વરૂપ છું, હું ઈશ્વરરૂપ છું, એવી ભાવના કર્તવ્ય છે, અને તેણે પોતાના વાસ્તવ સ્વરૂપની લક્ષણાને વૃત્તિમાં અખંડ રમાડીને યથેચ્છ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી ઘટે છે.

અનેક મનુષ્યોને, મોટા મોટા પંડિતોને અને વેદાંતીઓને જોયા છે, કે જે આ મહાવાકયોના શબ્દાર્થને રૂડી રીતે જાણનાર હોય છે તથા તેનું વિવેચન કરવું હોય તો ઉત્તમ પ્રકારે શાસ્ત્રીય પદ્ધતિથી કરનાર હોય છે, છતાં આ વિચારને કેવી રીતે વ્યવહારોચિત (પ્રૅક્ટિકલ) કરવા તેનું તેમને કંઈ જ ભાન હોતું નથી; અને તેથી આ વિચાર તેમને વાસ્તવ સુખ શાંતિ ને આપનાર થતા નથી તથા તેમની વાસ્તવ પ્રગતિને સાધનાર થતા નથી.

તેથી જેમણે આ મહાવાકયોથી સૂચવાએલા, પરમ ગંભીર અર્થના તાત્પર્યને જાણવું હોય તથા તેનો સ્વાનુભવ કરવો હોય તો 'હું ઈશ્વરરૂપ છું,' એવું ઘડીએ અને પલકે માનીને પ્રત્યેક પ્રવૃત્તિ કર્તવ્ય છે.

અને આ પ્રમાણે જે પોતાના પરમાત્મા સાથેના સંબંધનું કરે છે તેમનામાં ક્રમે ક્રમે જ્ઞાન તથા સામર્થ્ય વૃદ્ધિને પામતાં જાય

પરમાત્માની નિકટ અને નિકટ જતા જાય છે, અને પોતાની કોઈ પણ મહત્ત્વાકાંક્ષાને તે અવશ્યપણે સિદ્ધ કરે છે

જો જો, તમે તમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરતાં તમારા આ પરમાત્મસત્તા સાથેના સંબંધને ભૂલી જતા ? તમે એક સામાન્ય કે ક્ષુદ્ર મનુષ્ય નથી, પણ ઈશ્વરના અંશરૂપ છો, કે 'તું તે છે' એ વેદ વાક્ય પ્રમાણે તમે સાક્ષાત્ ઈશ્વરરૂપ જ છો, એ વાતને સતત સ્મરણમાં રાખજો અને તદનુરૂપ તમારી પ્રવૃત્તિ થવા દઈ ઈશ્વરસમ મહાન કર્મને કરજો અને જેમાં વાસ્તવ ઈશ્વરથી અભેદ છે એવા માનવપટે શોભજો

જ્યારે નિષ્ફળતા મળે છે, ત્યારે જેમને પોતાના પરમાત્મસત્તા સાથેના સંબંધનું ભાન હોતું નથી તેમને હવે આપણું કંઈ જ વળે તેમ નથી, કે હવે આ મેં કંઈ જ કરી શકીએ તેમ નથી, એ પ્રકારનો વિચાર આવે છે, અને તે ત્યાંથી જ તે કાર્યને છોડી દે છે પરંતુ જેમને પોતાના આત્મસ્વરૂપની ઓળખાણ છે અને જે જાણે છે કે હું ઈશ્વરના અંશરૂપ છું, વા તેમનો અને મારો નિત્ય અભેદ સંબંધ છે, તે આવા પ્રસંગે તરત જ પાછા વળીને પોતાના સ્વરૂપ પ્રતિ વળે છે અને હવે શું કરવું ક્યો માર્ગ લેવો તેનો વિચાર કરે છે અને તેમને તે પ્રસંગે નવો માર્ગ જડી આવે છે, જે માર્ગે વહીને તે કાર્યને સિદ્ધ કરે છે, જે મહાભાગ મનુષ્યોને આ સંબંધનું જ્ઞાન છે તેમને હજારવાર નિષ્ફળતા મળે છે છતાં પણ તે ડગી જતા નથી, કે તેમને કાર્યસિદ્ધિના ગમે તેવા અસંભવો જણાય છતાં પણ તે ધૈર્યને ત્યજી દેતા નથી, પણ પોતાના આત્મસ્વરૂપની વિશાળતાને તથા મહત્તાને જોતા તે પ્રાપ્તકર્મને સિદ્ધ કરવાના જ વિચારને સેવે છે, અને તે તેને સિદ્ધ કરે છે ત્યારે જ વિરમે છે

જો તમે ઈશ્વરસ્વરૂપ જ છો, કે તું તે છે એ વેદ વાક્યમાં તમને સાચી શ્રદ્ધા છે તથા તે વાક્ય પરમ સત્ય છે તો પછી તમે આ જગતમાં ક્યું કાર્ય નથી કરી શકે એમ ? જે કાર્ય ઈશ્વર કરી શકે તેમ છે તે કાર્ય તમે પણ સિદ્ધ કરી શકો તેમ છો, કારણ કે તમે તેમના રૂપ જ છો. તો પછી તમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ નહિ થાય, થશે કે નહિ થશે, એ પ્રકારની

શંકાને અવકાશ જ ક્યાં રહે છે? અને તે છતાં આવી શંકાને અવકાશ મળે ત્યારે તમારે અન્ય કંઈ જ કર્તવ્ય નથી પણ હું ઈશ્વરસ્વરૂપ છું, એ વેદ-વાક્યનું સ્મરણ કરવાનું છે.

અર્જુનને એવી શંકા થઈ હતી, કે આ બાંધવોને હું હણું એ ઉચિત નથી પણ શું તેને એવી શંકા થઈ હતી, કે મારી સામે ઊભેલા રિપુદળને નહિ જીતી શકું? કદી પણ નહિ જ. કારણ? કારણ એ જ કે તે જાણતા હતા કે, તેમના સારથિ સર્વ રીતે સમર્થ શ્રીકૃષ્ણ ભગવાન હતા, અને તેથી તેમને અવિજયની લેશ પણ શંકા ન હતી. તે જ પ્રમાણે તમારા નિયામક, ચાલક કે પાલક કે જે કહીએ તે તમારા અંતરમાં રહેલા શ્રીકૃષ્ણ પરમાત્મારૂપ તમારા અંતર્યામી છે, અને તેથી તમને અવિજયની લેશ પણ શંકા કદી પણ થવી ઉચિત નથી જ. તમને જે જે શંકા આજ પર્યંત થઈ છે તે થવામાં એ જ કારણ છે, કે તમે તેમના પ્રતિ દૃષ્ટિ કરી નથી, તે તમારામાં વસેલા છે, એ તમે જોયું નથી. પણ તમે એક ક્ષુદ્ર વ્યકિત છો, એમ માનીને તમારા કાર્યને તમે કર્યું છે. પણ તમારી આ સર્વ પ્રવૃત્તિ શાસ્ત્રને અનુરૂપ ન હતી પણ અનુરૂપ હતી. પરંતુ હવે તમે જાણ્યું છે, કે તમે કોણ છો, તમારો પરમાત્મ-સત્તા સાથે કેવો સંબંધ છે, તેથી હવેથી તેને અનુરૂપ જ તમારી સર્વ પ્રવૃત્તિ થવા દેજો.

પ્રહ્‌લાદને તેમના પિતાએ દુઃખ દેવામાં તથા ત્રાસ આપવામાં બાકી રાખી હતી શું? નહિ જ. તે છતાં પણ તે નિત્ય નિર્ભય રહેતા હતા અને તે માનતા હતા, કે તેમનો વાળ પણ વાંકો થનાર નથી. કારણ કે તે પોતાના ઈષ્ટ સાથેના સંબંધને રૂડી રીતે જાણતા હતા તે જ પ્રમાણે તમને ગમે તેટલાં વિઘ્ન નડે, ગમે તેટલી પ્રતિકૂળતા નડે, કે ગમે તેટલી નિષ્ફળતા પ્રાપ્ત થાય છતાં પણ તમે તમારા ઈશ્વર સાથેના સંબંધને ક્ષણ પણ ભૂલતા નહિ, અને તમારો વિજય સિદ્ધ જ છે એમ સમજજો.

જેના ઘરના ઓરડામાં હીરા, મોતી, માણેક આદિ ભરેલાં હોય છતાં જો તેને આ વાર્તાનું જ્ઞાન નથી હોતું તો તે દરિદ્ર જ રહે છે. તે જ પ્રમાણે મનુષ્યના અંતરમાં સર્વશકિતમાન પરમાત્મા રહેલા છે, એ વાર્તાનું

તેને જ્ઞાન ન હોવાથી તે દીન, દુઃખી અને દરિદ્ર રહે છે તથા ક્ષુદ્ર સ્થિતિમાં પડી રહે છે. પરંતુ જ્યારે તે આ વાર્તા જાણે છે ત્યારે તેને પોતાની મહત્તા સમજાય છે, અને ત્યારે તે પોતાના આત્મા પ્રતિ વારંવાર જોઈ તેના સામર્થ્યને પ્રકટ કરે છે. તમે જો આ વાર્તા ન જાણતા હો તો આજે જાણો અને તમારા અંતરમાં રહેલા પરમાત્માની સહાય વડે તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરો.

જે મનુષ્યો આ વાર્તાને જાણતા નથી, તે અંતરાત્મા પ્રતિ દૃષ્ટિ પણ વાળતા નથી, અને તેથી તેમના અંતરાત્મામાંથી જે સામર્થ્ય પ્રકટ થવાની જરૂર છે તે સામર્થ્ય પ્રકટ પણ થતું નથી. પણ જેમને આ વાર્તાનું રૂડી રીતે જ્ઞાન છે તેમની વૃત્તિ તેમના પ્રતિ નિત્ય અભિમુખ રહેતી હોવાથી તે પોતાના સર્વ જ્ઞાનૈશ્વર્યને પ્રકટ કરે છે. અંતરાત્મામાંથી જ્ઞાન કે ઐશ્વર્યને પ્રકટ કરવાનો એ જ માર્ગ છે, કે તેમના પ્રતિ અભિમુખતા સેવવી.

આ વાર્તા કંઈ અમે અમારા ઘરની, કે મગજનો કોઈ નવો તર્ક કરીને આજે તમને જણાવતા નથી, પણ જેને વેદાદિ શાસ્ત્ર ડિંડિમ વગાડીને જણાવે છે તથા અનેક અનુભવી પુરુષો પણ સ્વાનુભવના ઉદ્‌ગારરૂપે અઘોષ કરીને જણાવે છે, તે વાતને જ આજે અમે તમને જણાવીએ છીએ. તેથી તેમાં લેશ પણ શંકાને અવકાશ આપશો નહિ, પરંતુ તેને પરમસત્ય માનીને શ્રદ્ધાથી તેનો સ્વીકાર કરજો.

अहं ब्रह्मास्मि, तत्त्वमसि, जीवो ब्रह्मैव नापरः, चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम्. अयमात्मा ब्रह्म,—આ આદિ વાક્યો શું જણાવે છે? તે સર્વ એ જ જણાવે છે, કે જીવ શિવસ્વરૂપ છે, તથા મનુષ્ય ઈશ્વરરૂપ છે; તેથી તમને પોતાને જો તમે એક ક્ષુદ્ર વ્યક્તિ તરીકે માનતા હો તો તે વાતને આજથી તિલાંજલિ આપી દો અને તમને પોતાને ઈશ્વરસ્વરૂપ માનીને તે સ્વરૂપ સાથેના તમારા સંબંધનું વારંવાર સ્મરણ કરીને તેને અનુરૂપ જ તમારી સર્વ ક્રિયા થવા દો અને તે સ્થિતિનો વર્તમાન જન્મમાં જ અનુભવ કરો.

## ૧૧ : સાવધાનતા

આ જગતમાં મનુષ્યોને પોતાનું જ ગાફલપણું અથવા અસાવધપણું અનેક પ્રકારથી હાનિ તથા પ્રાણાંતપર્યંતનાં વિવિધ દુઃખને આપનાર છે.
(ત્રિ. વિ. ખડ્ગ)

સામાન્ય વ્યવહારમાં પણ જે સાવધાનતા રાખે છે તે જ તેને સિદ્ધ કરે છે, અને જે તેને નથી રાખી શકતા તેમનો વ્યવહાર ઉત્તમ પ્રકારે નથી જ સિદ્ધ થતો, એ કોણ નથી જાણતું? તો પછી પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઈચ્છનારને સાવધાનતા સેવવાની જરૂર હોય એ સ્વાભાવિક જ છે. રણસંગ્રામમાં લડનાર જે યોદ્ધાઓ અસાવધ હોય છે તે પરાજયને પામે છે અને જે સાવધાન હોય છે તે જ વિજયને વરે છે. અભ્યાસ કરનાર વિદ્યાર્થી વર્ગમાં પણ જે સાવધાનપણે પોતાનો અભ્યાસ કરે છે તે જ સત્ત્વર આગળ વધે છે. અને આ જ પ્રમાણે પ્રત્યેક કાર્યમાં જે મનુષ્ય સાવધાન રહે છે તે જ તેને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરે છે. તેથી કાર્યસિદ્ધિમાં સાવધાનીની આવશ્યકતા રહે છે જ.

જેને પૂર્વમાં જવું છે તે જો ચાર દિવસ પૂર્વમાં જાય છે, અને એક દિવસ પશ્ચિમમાં જાય છે, વળી એક દિવસ ઉત્તરમાં જાય છે અને એક દિવસ દક્ષિણમાં જાય છે તો જેટલો માર્ગ તેણે અમુક સમયમાં પૂર્વ દિશામાં કાપવાનો છે તેટલો માર્ગ તે તે દિશામાં નથી જ કાપી શકતો. તેથી જો તેણે ધારેલા સમયમાં ધારેલે સ્થળે પહોંચવું છે તો તેણે નિત્ય સાવધાન રહીને એક જ દિશામાં પ્રયાણ કરવાની જરૂર છે.

તે જ પ્રમાણે જેને પોતાની મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં જ સિદ્ધ કરવી છે તેને પણ અખંડ સાવધાન રહેવાની જરૂર છે. કારણ કે

સામાન્ય ઈચ્છાના વિષયોને સિદ્ધ કરવામાં જ્યારે સાવધાનતાની જરૂર પડે છે, અને તેના વિના તે સિદ્ધ થઈ શકતા નથી તો આ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં તેની આવશ્યકતા હોય એ કેવલ સ્વાભાવિક જ છે. તેથી સાવધાનતાને કોઈ પણ સમયમાં ત્યજી દેતા નહિ, પણ સતત સેવીને તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરજો.

બીજે ભલે તમે લક્ષ રાખજો, પણ તમારું પરમ લક્ષ તમે કદી ચૂકતા નહિ તેની ખાસ સાવધાનતા રાખજો. જે આ પ્રમાણે નહિ કરતાં પરમ લક્ષને ચૂકી જાય છે તે કદી જ તેને સિદ્ધ કરી શકતા નથી; અથવા તો સિદ્ધ કરે છે તો ગમે ત્યારે તેને સિદ્ધ કરે છે. પણ આ ઉચિત નથી જ. મનુષ્ય જ્યારે માંદો પડયો હોય તે સમયે જ એ તેને યોગ્ય ઔષધ પ્રાપ્ત થાય છે તો જ તેનું તે હિત કરે છે, પણ તેના મૃત્યુ પછી ઔષધ આવે છે તો તે જેમ નિરર્થક જાય છે તથા તે કોઈ સુખનું કે હિતનું જનક બનું નથી. તેમ મનુષ્યને અમુક સમયમાં જ પોતાની જ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થાય છે તો જ તેને તેનું સુખ થાય છે; નહિ તો ઈતર જન્મમાં કે બે પાંચ જન્મે તેને તે સિદ્ધ થાય તો તેમાં શી મહત્તા છે? કંઈ જ નહિ. તેથી જેમણે પોતાની મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં સિદ્ધ જ કરવી છે તેમણે સાવધાનતાને અખંડ સેવવાની જરૂર છે, કારણ કે તે કાર્યસાધક છે.

અસાવધાનતા એ મનુષ્યના વિવિધ બળને બીજી દિશાઓમાં વેરી નાખે છે અને તેથી તેનો પ્રયત્ન નિષ્ફળ જાય છે, જ્યારે સાવધાનતા એ તેના બળને એક જ દિશામાં વહેવરાવીને તેને કાર્યસાધક કરે છે. મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં વિશેષ બળની જરૂર રહે છે જ, અને તેનો ત્યારે જ સંચય થાય છે, જ્યારે તેનો સાવધાનતા વડે સંચય કરવામાં આવે છે.

જે સાવધાન મનુષ્યો છે તે પોતાના સર્વ સામર્થ્યનો ઉપયોગ એક જ દિશામાં કરે છે, અને તેથી તેમને વિજય સહજ મળે છે, અથવા જરૂર મળે છે જ. પરંતુ જે સાવધાનતા નથી રાખતા તેમના બળનો વ્યય વિવિધ દિશામાં થઈ જાય છે અને તેથી તે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી શકતા નથી.

મહત્ત્વાકાંક્ષા કંઈ એમને ઝટ સિદ્ધ થવી રસ્તામાં પડી નથી. અનેક મનુષ્યો મહત્ત્વાકાંક્ષી હોય છે. છતાં તે તેને તે જ સ્થિતિમાં પડયા રહે છે, કારણ કે તેને સિદ્ધ કરવાને તેમણે જે જે પ્રવૃત્તિ સાવધાનતાપૂર્વક કરવાની હોય છે તેનું તે અનુષ્ઠાન કરતા નથી અને શિયાળની પેઠે ઊંટનો હોઠ પડવાની વાટ જોતાં બેઠા રહે છે. આવા મનુષ્યોની મહત્ત્વાકાંક્ષા કદી જ સિદ્ધ થતી નથી. કોઈ પણ વસ્તુની ઇચ્છા જ માત્ર કરવાથી તેની સિદ્ધિ થઈ જતી નથી, પણ તેની સાથે આ પુસ્તકમાં આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે અખંડ સાવધાન રહીને વિવિધ સાધનોનું અનુષ્ઠાન કરવાથી જ તે સિદ્ધ થાય છે. સામાન્ય ફળને માટે સામાન્ય પ્રયત્નની અપેક્ષા રહે છે અને મહત્ ફળને માટે વિશેષ પ્રયત્નની અપેક્ષા રહે છે. તે પ્રમાણે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને માટે વિશેષ પ્રયત્નની જ જરૂર હોય, એ ઉચિત જ છે.

મનુષ્યની પ્રત્યેક પ્રવૃત્તિ કોઈને કોઈ ફળને ઉત્પન્ન કરે છે જ, પરંતુ તે સર્વ જો સાવધાનતાપૂર્વક કરવામાં આવે છે તો તે ધારેલા ફળને પ્રકટ કરે છે, અને જો તે સાવધાનતા રહિતપણે કરવામાં આવે છે તો તે ફળને તો ઉત્પન્ન કરે છે, પણ ધારેલા ફળને ઉત્પન્ન કરતી નથી. તેથી જેમને પોતાની મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં સિદ્ધ કરવી છે તેમણે સતત સાવધાનતા સેવવાની જરૂર છે જ. અસાવધાનતા એ બળને બીજી દિશાઓમાં વડેવરાવી દેનાર છે તેથી તેનો પરિત્યાગ જ હિતકર છે.

મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છનારે ગમે તેમ પ્રવૃત્તિ કર્યે ચાલે તેમ હોતું નથી. તેને તો પોતાની સર્વ પ્રવૃત્તિ સાવધાન રહીને જ કરવાની છે. પ્રધાનપણે તેણે પોતાની પ્રવૃત્તિને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા અર્થે જ કરવાની હોય છે અને બીજી દિશામાં ન છૂટકે જ તેણે જ પોતાના બળને વડેવરાવવું ઉચિત છે.

મહત્ત્વાકાંક્ષીને પ્રસંગે બીજી દિશાથી હાનિ થતી હોય છે તો પણ તેને તે સહન કરી લેવી પડે છે. કારણ કે તે દિશામાં જો તે લક્ષ જાય છે તો પછી તેનું પ્રધાન કર્તવ્ય બાજુએ રહી જાય છે.

બને તેમ પોતાના સર્વ લક્ષનો અને પોતાની સર્વ પ્રવૃત્તિનો તેણે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા અર્થે જ ઉપયોગ કરવો ઘટે છે. અનેક મનુષ્યો આ પુરુષને પ્રસંગે ત્રાસ પણ આપે છે, પરંતુ જો તે તેમની સાથે લડવા, કે તેમની સાથે માથાફોડ કરવા બેસે છે તો તેનું પ્રધાન કર્તવ્ય બાજુએ રહી જાય છે, અને તેનો સમય અને તેનું બળ બીજી જ દિશામાં વળી જાય છે, અને વર્તમાન જન્મમાં તે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી શકતો નથી.

એક તત્ત્વશોધક એક પ્રસંગે કોઈ અગત્યના વિચારમાં નિમગ્ન થયેલા હતા. એટલામાં તેની પાસે આવીને એક મનુષ્ય પૈસા માગવા લાગ્યો. આ મનુષ્યે પાસે પડેલી પેટી ઉઘાડી અને તેમાંથી રૂપિયાની કોથળી કાઢીને તેને કહ્યું, આમાંથી જેટલા રૂપિયા તમારા નીકળતા હોય તેટલા લઈને ચાલ્યા જાઓ. પેલો મનુષ્ય રાજી થતો થતો તેમાંથી જરૂરના રૂપિયા લઈને તે કોથળી પેલા મનુષ્ય પાસે મૂકીને ચાલ્યો ગયો. પેલા તત્ત્વશોધકે તે પ્રતિ જરા પણ ધ્યાન આપ્યું નહિ, કે તે કેટલા રૂપિયા લઈ ગયો.

તાત્પર્ય કે તેને પોતાના વિચારની કિંમત રૂપિયા કરતાં વધારે જણાઈ. તે જ પ્રમાણે તમે પણ બીજા બધા વ્યાપારો—પ્રવૃત્તિ—કરતાં તમારી પોતાની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિમાં જેની પ્રધાનપણે જરૂર છે તેવા વ્યાપારને જ પ્રધાનતા આપો અને તેને જ સર્વથી મૂલ્યવાન સમજો. અંગ્રેજીમાં એક કહેવત છે, કે લેટ સીઝર્સ બી અનટુ સીઝર્સ એન્ડ ગોડ્સ અન ટુ ગોડ્સ—સીઝરનો ભાગ સીઝરને લેવા દો અને ઈશ્વરનો ભાગ ઈશ્વરને લેવા દો. તે પ્રમાણે બીજી દિશાથી કદાચ હાનિ થાય તોપણ તેની ઉપેક્ષા કરીને પ્રધાન કર્તવ્યમાં જ નિમગ્ન રહેવું, એ જ મહત્ત્વાકાંક્ષીને માટે હિતકર છે.

અનેક દુર્જન મનુષ્યો પણ પ્રસંગે આવા મનુષ્યોને ત્રાસ આપે છે. અને તેવે પ્રસંગે જો તે તેમની સાથે લડવા બેસે છે તો તેનો સમય તે કાર્યમાં જાય છે, તથા તેના બળનો પણ તેમાં વ્યય થાય છે. તેથી આવા મનુષ્યોથી દૂર રહેવું અને થોડી ઘણી હાનિ થાય તો તેને સહન કરી લેવી એ જ ઉપાય છે. કારણ કે જો તે પ્રમાણે નહીં વર્તવામાં આવનું તો પછી

મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનું જે સર્વોત્તમ અને મહાન કાર્ય તેને કરવાનું હોય છે તે બાજુએ રહી જાય છે. અને આ હાનિ પેલી સામાન્ય હાનિ સાથે સરખાવતાં સામાન્ય નથી. તેથી બીજી બાજુથી થોડી હાનિ થતી હોય તો તેને સહન કરી લેવી. અને તેની ઉપેક્ષા કરીને મહત્ત્વાકાંક્ષાને દૃઢાગ્રહપૂર્વક સિદ્ધ કરવી.

રિસીસ્ટ નોટ ધી ઈવીલ—એ અંગ્રેજી વચન પ્રમાણે દુર્જન મનુષ્યોના સંબંધમાં આવતાં આપણા બળનો વ્યય ન થવા દેવો પણ તેનું સંરક્ષણ કરીને તેનો આપણું કાર્ય સિદ્ધ કરવામાં વાળવું. દુર્જન મનુષ્યો આવા પ્રસંગનો પૂર્ણ લાભ લે છે જ, અને તે કોઈ કોઈ તીક્ષ્ણ સ્વભાવના મનુષ્યોથી સહન થતું નથી, પરંતુ તેવા પ્રસંગે તેને સહન કરીને તેમને લાભ લેવા દેવો ઘટે છે, કારણ કે જો આપણે આ પ્રસંગે તેમની સાથે માથાફોડ કરવા બેસીએ છીએ તો આપણું અત્યંત રાગત્યનું કામ અપૂર્ણ રહી જાય છે, જે હિતકર નથી જ. આપણે તો આપણું સર્વ લક્ષ આપણી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા પ્રતિ જ વાળવાનું છે, એ વારંવાર સાવધાન થઈને જોવું ઘટે છે.

આપણે જે દિશામાં કાર્ય કરતા હોઈએ તે દિશામાં આપણી કેટલી પ્રગતિ થઈ છે, તે નિત્ય જોવું ઘટે છે. અને તેમાં સંતોષકારક પ્રગતિ થયેલી ન જણાય તો ક્યાં ક્યાં તથા કેટલા પ્રમાણમાં આપણે અસાવધ થયા છીએ તે શોધી કાઢવું ઘટે છે. આ પ્રમાણે અસાવધાનતાને દૂર કરીને જે પૂર્ણ અને અખંડ સાવધાનતાપૂર્વક પુરુષપ્રયત્ન કરે છે તે પોતાની મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં જ સિદ્ધ થયેલી જોવાને ભાગ્યશાળી થાય છે.

## ૧૨ : નિશ્ચયં

બુદ્ધિમત પુરુષોનો એ નિયમ જ છે કે, યોગ્ય વિચાર વિના કોઈ પણ નિશ્ચય કરવો નહિ. અને નિશ્ચય કર્યા પછી કંઠગત પ્રાણ પર્યંત પણ તે નિશ્ચય પ્રમાણે વર્તવા આગ્રહ રાખવો.

* * *

ભલે ગમે તે થાય, પણ ધાર્યું કરવા ધસું,
છો ને દેહ વિલાય, પણ નિશ્ચયથી નવ ખસું.

* * * (ત્રિ. વિ. ખડ્ગ)

કોઈ પણ કાર્ય ત્યારે જ સિદ્ધ થાય છે, કે જ્યારે તેને સિદ્ધ કરવાનો નિશ્ચય સેવવામાં આવે છે. જે આ પ્રમાણે નિશ્ચયને સેવતા નથી તેમને જરા વિઘ્ન નડે છે તો તે આરંભેલા કાર્યને તરત જ મૂકી દે છે. જેનામાં પ્રારબ્ધકાર્યને કોઈ પણ રીતે પૂર્ણ કરવાનો નિશ્ચય હોતો નથી તેને કોઈ પ્રતિકૂળતા આવે છે તો ડગી જાય છે અને તેમણે સિદ્ધ કરવા ધારેલા કાર્યમાંથી વિરામ પામી રહે છે. આવા નિશ્ચય વિનાના મનુષ્યો મનુષ્યસંજ્ઞાને પાત્ર નથી, તેમ જ તે કોઈ મહત્ત્વનું કાર્ય કરવાના અધિકારી પણ નથી.

નિશ્ચય વિનાનાં મનુષ્યો બેસણી વિનાના વાસણ જેવા છે કે જે ઘડીમાં આમ ગબડે છે અને ઘડીમાં તેમ ગબડે છે, પણ તે સ્થિર રહી શકતું નથી; અથવા તો તે એક તૃણ જેવા છે કે જે તૃણ ઉત્તર દિશાનો પવન આવે છે તો ઉત્તર દિશામાં તણાય છે અને દક્ષિણ દિશાનો પવન આવે છે તો દક્ષિણ દિશામાં જાય છે. આવા મનુષ્યો સ્થિતિ વિનાના છે, અને તે કોઈ પણ કાર્યમાં સ્થિર રહી શકતા નથી, કે આગ્રહથી કોઈ પણ કાર્યને સિદ્ધ કરી શકતા નથી.

મનુષ્યને ઈશ્વરે વિચાર કરવાની શક્તિ આપી છે તેથી તેણે કોઈ પણ કાર્યનો આરંભ કરતા પૂર્વે સ્થિર વૃત્તિથી હિતાહિતનો કે યોગ્યાયોગ્યનો વિચાર કર્તવ્ય છે. અને પછી જે હિતકર કે જે યોગ્ય જણાય તેનો પ્રારંભ કર્તવ્ય છે, તે એવા નિશ્ચયથી, કે તેને કોઈ પણ રીતે પૂર્ણ કરવું. એક વખત કાર્યને આરંભ્યા પછી ગમે તેટલાં વિઘ્ન નડે, કે ગમે તે થાય તો પણ તેને પૂર્ણ કર્યા વિના તેમાંથી ન વિરમવું એ જ બુદ્ધિમાનનું અને એક મનુષ્યનું લક્ષણ છે. એક વખત કોઈ પણ કાર્યને સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો, કે પછી તેને સિદ્ધ કરતાં પ્રાણનો ભોગ આપવો પડતો હોય તો તે પણ આપવો પણ તેને સિદ્ધ કર્યા વિના વિરમવું નહિ. આવા દૃઢ નિશ્ચયવાળા મનુષ્યો જ જગતમાં ઈચ્છાનુકૂલ કાર્ય કરી શકે છે, કે આવા વીર પુરુષો જ મહત્ત્વનાં કાર્ય કરી શકે છે.

કાર્યસિદ્ધિને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય ગણો અને તેને કોઈ પણ ઉપાયે કરો ત્યારે જ શાંતિને પામો. અને આ પ્રમાણે કાર્યસિદ્ધિને પ્રાણથી પણ પ્રિય ગણનાર શું તેને સિદ્ધ કર્યા વિના રહે છે એમ તમે ધારો છો? કદી જ નહિ. તે કાર્યને સિદ્ધ કરે છે, અને કરે છે જ.

જેનામાં નિશ્ચય નથી, તે વાસ્તવિક રીતે મનુષ્ય કહેવરાવવાને યોગ્ય નથી જ. નિશ્ચયવાળા મનુષ્યો જ મનુષ્યો છે. તેથી જો તમે મનુષ્ય કહેવરાવવાને, કે મનુષ્ય થવાને ઈચ્છતા હો તો કૃતનિશ્ચય થાઓ. માત્ર મનુષ્ય શરીરમાં જન્મ પામવાથી કંઈ મનુષ્ય થઈ શકાતું નથી. મનુષ્ય શરીર પ્રાપ્ત થયા પછી વાસ્તવ મનુષ્યત્વ મેળવવાને માટે બીજા ઘણા ગુણોને પ્રાપ્ત કરવાની જરૂર રહે છે. ખાવું, પીવું, વૃદ્ધિને પામવું અને સામાન્ય વ્યવહાર કરીને મરણને શરણ થવું, એમાં મનુષ્યત્વ નથી જ. મનુષ્યત્વને પ્રાપ્ત થઈને આથી ઘણું વિશેષ કરવાનું હોય છે.

આજ સુધીમાં કરોડો મનુષ્યો આ ભૂમિ ઉપર થઈ ગયાં છે, પણ તે સર્વ મનુષ્ય સંજ્ઞાને પાત્ર નથી જ. પણ જેમણે એક મનુષ્યને શોભે તેવી કૃતિ કરી છે, તે જ મનુષ્ય હતા. તેથી તમે પણ જો એક મનુષ્ય કહેવરાવવાને

ઇચ્છતા હો તો સાધારણ જીવન ગાળ્યે તમારે ચાલે તેમ નથી, પણ તમારે તેથી ઘણું વિશેષ કરવાનું છે, એમ જાણો. એક મનુષ્ય તરીકે તમારે શું શું કરવાનું છે તેનો એકાંતમાં બેસીને વિચાર કરો અને તેને આચારમાં ઉતારી નામધારી મનુષ્ય નહિ પણ વાસ્તવ મનુષ્ય બનો.

ભક્તશિરોમણિ નરસિંહ મહેતા કહી ગયા છે કે, 'નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો, જે જાયે તે ઝાંખી પામે રે જી.' આ ઠેકાણે 'વાલમા'ને ઠેકાણે આપણે કાર્યસિદ્ધિને સમજવાની છે. નિશ્ચયરૂપી મહેલમાં જ કાર્યસિદ્ધિ રહેલી છે, અને જે તેની અંદર પ્રવેશ કરે છે, તે જ તેનાં દર્શન કરે છે. નિશ્ચય વિનાના મનુષ્યો આ કાર્યસિદ્ધિનાં દર્શન કરવાને પાત્ર નથી જ. તેથી જો તમારે તમારાં કાર્યને સિદ્ધ થયેલાં જોવાં હોય તો કૃતનિશ્ચય થાઓ. કૃતનિશ્ચય વિનાના પુરુષોને કાર્યસિદ્ધિનાં દર્શન થવાં સુદુર્લભ છે.

સાધારણ કાર્યોમાં પણ નિશ્ચયબળની જરૂર પડે છે તો એક મહત્ત્વાકાંક્ષીને મોટાં કાર્યને સિદ્ધ કરવામાં તેની જરૂર પડે એ કેવલ સ્વાભાવિક જ છે. મહત્ત્વનાં કાર્ય નિશ્ચય વિના કદી પણ સિદ્ધ નથી જ થતાં. તેથી મહત્ત્વાકાંક્ષીને તો નિશ્ચયની પદે પદે જરૂર છે. તેણે સદોદિત કૃતનિશ્ચયી થવું ઘટે છે. અને જો મહત્ત્વાકાંક્ષી નિશ્ચયથી રહિત હોય છે તો તે કદી પણ પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ નથી કરી શકતો. કારણ કે સામાન્ય કાર્યમાં પણ વિઘ્ન આવે છે તો મોટાં કાર્યમાં તે આવે એ સ્વાભાવિક જ છે. અને જેનામાં નિશ્ચય નથી તેનામાં આ વિઘ્નની સામે ઊભા રહેવાનું બળ હોતું નથી.

કોઈ પણ કાર્યને સિદ્ધ કરવામાં એક પ્રકારના આંતરબળની જરૂર પડે છે. અને તેમાં નાનાં કાર્યને સિદ્ધ કરવામાં અલ્પ બળની અને મોટાં કાર્યને સિદ્ધ કરવામાં વિશેષ બળની જરૂર પડે છે; અને આ બળને જાગ્રત કરનાર નિશ્ચય જ છે. મનુષ્યનામાં જે પ્રમાણમાં નિશ્ચય હોય છે, તે જ પ્રમાણમાં તેનામાંથી બળનો આવિર્ભાવ થાય છે. જેનામાં સાધારણ નિશ્ચય હોય છે તેનામાં સાધારણ બળ જાગ્રત થાય છે, અને જેનામાં દૃઢ નિશ્ચય

હોય છે તેનામાં વિશેષ બળ જાગ્રત થાય છે. આ નિશ્ચયના પટપાછળ જ બળનો રાશિ ઢંકાઈ રહેલો હોય છે. અને તેથી જે આ પટનો આશ્રય લે છે તે જ તેની ઝાંખી કરે છે, કે તે જ તેને પ્રકટ થયેલું જુએ છે. ઈતર નિશ્ચયરહિત સામાન્ય મનુષ્યો બિચારા જાણી પણ શકતા નથી, કે તેમના અંતરમાં બળનો કેટલો મહાન રાશિ ગુપ્ત પડેલો છે.

તમારામાં તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનું પૂર્ણ બળ ન હોય તો તેથી ચિંતાને વશ થશો નહિ. અને આ જ પ્રમાણે આરંભમાં સર્વની સ્થિતિ હોય છે. જન્મથી જ કંઈ સર્વ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં જે બળની જરૂર હોય છે તે બળથી યુક્ત હોતા નથી. પણ તે બળ ક્રમે ક્રમે જ આવિર્ભાવને પામે છે, કે પમાડી શકાય છે. અને આ બળને આવિર્ભાવ પમાડવાનો એ જ માર્ગ છે, કે તમારે કૃતનિશ્ચયી થવું. તમારાથી બીજું કંઈ જ ન બને તો ચિંતા નહિ, પણ જો તમે તમારા નિશ્ચયને, સાપ જેમ દૃઢ ચૂડી નાખે છે તેમ દૃઢ ચૂડી નાખીને તમારા નિશ્ચયને દૃઢપણે વળગી રહો છો તો પછી રો નિશ્ચય કરીને જાણજો કે જે બળથી તમારી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થનાર છે તે બળ તમારામાં સ્વતઃ જ જાગ્રત થશે. મનુષ્યના અંતરમાં રહેલા અનવધિ બળને પ્રકટ કરનાર આ નિશ્ચય જ છે, અને જો તમે તેને ધારણ કરો છો તો પછી તમારે ચિંતાનું કાંઈ જ પ્રયોજન નથી. કારણ કે જ્યાં તમે દૃઢ નિશ્ચયને ધારણ કરો છો, કે તમારામાં ગુપ્ત રહેલું બળ આપોઆપ જ પ્રકટવા માંડે છે. પોતાના અંતરમાં રહેલા ઈશ્વરના વિલક્ષણ સામર્થ્યને જાગ્રત કરવાની આ જ કૂંચી છે.

देहं पातयामि वा अर्थं साधयामि—એ પ્રકારના દૃઢ નિશ્ચયને જ કાર્યસિદ્ધ કરવા ઈચ્છનારે ધારણ કરવો ઘટે છે. જે આ પ્રકારના નિશ્ચયને ધારણ કરતા નથી, તે કાર્યને ભાગ્યે જ સિદ્ધ કરે છે. પૂર્વના ઈતિહાસને જુઓ અને તમને જણાશે કે આ પ્રકારના દૃઢ નિશ્ચયવાળા મનુષ્યો જ કાર્યસિદ્ધિને વર્યા છે.

નરસિંહ મહેતાએ આ જ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને તપશ્ચર્યા આરંભી હતી, અને તેના પરિણામમાં તે ઈષ્ટ સાક્ષાત્કારને પામ્યા હતા. તેમને જે

સાત દિવસે ઈષ્ટદેવતાનો સાક્ષાત્કાર થયો તે ક્ષણ પૂર્વે, આ ક્ષણે તે પ્રસન્ન થઈને પ્રકટ થશે, એવો વિચાર નહિ જ આવ્યો હોય. તેમણે તો એ જ નિશ્ચય સેવ્યો હતો, કે જ્યાં સુધી ઈષ્ટનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી ઉગ્ર તપશ્ચર્યાને કરવી. અને તે પ્રસન્ન થાય તો ઠીક નહિ, તો તપશ્ચર્યામાં જ દેહનો અંત આણવો. આજે આપણા અર્થ સિદ્ધ થશે, કે કાલે થશે, એ પ્રકારની તાલાવેલી કરવાનું કંઈ જ પ્રયોજન નથી; તેમ જ તે પ્રકારની તાલાવેલી કોઈ જ હિતને પ્રકટાવતી નથી. માટે બુદ્ધિમાને એ જ નિશ્ચય કર્તવ્ય છે, કે જ્યાં સુધી ફળનું દર્શન ન થાય ત્યાં પર્યંત પુરુષ પ્રયત્નને કર્યા કરવો. અને આ પ્રમાણે કરતાં દેહ પડતો હોય તો ભલે પડે, પણ કૃતનિશ્ચયમાંથી પાછા ફરવાની જરૂર નથી.

જ્યારે આ પ્રકારનો દૃઢ નિશ્ચય સેવવામાં આવે છે અને જ્યારે ઘણો સમય જવા છતાં પણ ફળનું દર્શન થતું નથી ત્યારે આ જગતનાં અનેક મનુષ્યો શિખામણ દેવા આવે છે, કે 'ભાઈ! આ પ્રમાણે પૂંછડું પકડી રાખવાની કંઈ જ જરૂર નથી. અને આ પ્રમાણે તૂટે ત્યાં સુધી તાણવું એ મૂર્ખનું લક્ષણ જ છે.' પરંતુ જગતનાં મનુષ્યોની આ પ્રકારની શિખામણ માનવી, એ ઉચિત નથી જ. હા, જે ખોટી બાબત હોય તેવી બાબતમાં પૂંછડું પકડી રાખવું અને હાનિ થાય છતાં તેને ન છોડવું, એ મૂર્ખનું લક્ષણ છે. પણ જે હિતકર વસ્તુ છે, તેને પ્રાપ્ત કરવાનો, કે સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હોય તો તેમાંથી, વિલંબ થવા છતાં ફળ ન જણાય તો તેમાંથી વિરમી ન જવું, એ મૂર્ખનું લક્ષણ નથી, પણ બુદ્ધિમાનનું જ લક્ષણ છે. તેથી આવા પ્રસંગે જગતનાં બીજાં મનુષ્યો શિખામણ દેવા આવે તો તે પ્રતિ અલક્ષ જ કર્તવ્ય છે. આ જ મનુષ્યો યોગ્ય સમયે જ્યારે ફળની પ્રતીતિ થાય છે ત્યારે પ્રશંસા કરવા આવે છે. તેથી જગતના અભિપ્રાયના આધારે ઘડી ઘડીમાં પોતાના નિશ્ચયને ફેરવવો એ મહત્ત્વાકાંક્ષીને ઉચિત નથી જ.

ધ્રુવ આવા જ ઉગ્ર નિશ્ચયથી તપશ્ચર્યા કરવા ગ,
તે પ્રકારના ઉગ્ર નિશ્ચયાનુસાર તે પોતાના ઈ ..

હતા. તેમને એક વખત જમવાની જરૂર જણાઈ તો તેમ કર્યું, પછી દૂધ ઉપર અને પછી જલ ઉપર રહેવાની જરૂર જણાઈ તો તેમ કર્યું, છેવટે તેનો પણ તેમણે ત્યાગ કર્યો અને વાયુ ઉપર નિરાહાર રહેવાની જરૂર જણાઈ, તો તે પણ તેમણે કર્યું. તેમણે 'દેહં પાતયામિ વા અર્થં સાધયામિ.' એ પ્રકારના નિશ્ચયથી જ તપશ્ચર્યાને આરંભી હતી, અને જ્યારે તેમણે ઉપાસ્ય દેવોને પ્રકટ કર્યા અને ઈપ્સિત અર્થને મેળવ્યો ત્યારે જ તેમાંથી વિરમ્યા હતા.

નેપોલિયને જ્યારે ચઢાઈ કરી ત્યારે તેણે જમીન ઉપર ઊતરીને જે વહાણમાં તેનું લશ્કર તેણે ઉતાર્યું હતું તે બાળી દેવાનો તેણે હુકમ કરી દીધો હતો. આ પ્રમાણે કરવાનો તેનો એ આશય હતો, કે કાં તો જીત મેળવવી, કે કાં તો મરણને શરણ થવું. અને તેના આવા દૃઢ નિશ્ચયને લીધે તે વિજયને પ્રાપ્ત થયો હતો. આવા દૃઢ નિશ્ચયવાળા મનુષ્યો જ વિજયપ્રાપ્તિના સાચા અધિકારી છે.

નરવીર શિવાજી મહારાજને શું ઓછાં વિઘ્ન નડયાં હતાં? છતાં પણ તેમણે પોતાનું રાજ્ય સ્થાપવાનો દૃઢ નિશ્ચય ત્યજ્યો ન હતો; તેમને કેદમાં જવું પડયું હતું, તેમને જંગલોજંગલ ભટકવું પડયું હતું તથા આ વિના બીજાં તીવ્ર કષ્ટ સહન કરવાં પડયાં હતાં, છતાં પણ તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો ન હતો અને પરિણામે તે મરાઠી રાજ્યની સ્થાપના કરી શકયા હતા. તે જ પ્રમાણે જેને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે તેણે અનેક કષ્ટ સહન કરવાં પડે તો તે કરીને પણ તેને સિદ્ધ કરવી ઘટે છે. મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને દૃઢ નિશ્ચયની અત્યંત આવશ્યકતા છે જ.

શૂરવીરોમાં શ્રેષ્ઠ મહારાણા પ્રતાપસિંહનો પણ કેટલો દૃઢ અને કેવો ઉગ્ર નિશ્ચય હતો? તેમણે જે નિશ્ચય ધારણ કર્યો હતો તે અદ્ભુત જ હતો. તેમના સમયના અન્ય ક્ષત્રિય રાજાઓ પોતાની કન્યાઓને મુસલમાન રાજાઓને આપીને બેઠા, પણ મહારાણા પ્રતાપસિંહે પોતાના નિશ્ચયને જરા પણ શિથિલ કર્યો નહિ. તેમની સર્વ ઓથ જતી રહી હતી, અને તે એકલા પડી ગયા હતા, છતાં પણ તેમણે પોતાના નિશ્ચયને—ટેકને ત્યજ્યો ન હતો, અને તેને પ્રાણાંત સુધી ધારણ કરી રાખ્યો હતો. અને આ નિશ્ચયનો નિભાવ કરવાને તેમને

સાત દિવસે ઈષ્ટદેવતાનો સાક્ષાત્કાર થશે તે પ્રભુ પૂર્ણ, આ પ્રભુ તે પ્રસન્ન થઈને પ્રકટ થશે, એવો વિચાર નહિ જ આવ્યો હોય. તેમણે તો એ જ નિશ્ચય સેવ્યો હતો, કે જ્યાં સુધી ઈષ્ટનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી ઉગ્ર તપશ્ચર્યાને કરવી. અને તે પ્રસન્ન થાય તો ઠીક નહિ, તો તપશ્ચર્યામાં જ દેહનો અંત આણવો. આજે આપણા અર્થ સિદ્ધ થશે, કે કાલે થશે, એ પ્રકારની તાલાવેલી કરવાનું કંઈ જ પ્રયોજન નથી; તેમ જ તે પ્રકારની તાલાવેલી કોઈ જ હિતને પ્રકટાવતી નથી. માટે બુદ્ધિમાને એ જ નિશ્ચય કર્તવ્ય છે, કે જ્યાં સુધી ફળનું દર્શન ન થાય ત્યાં પર્યંત પુરુષ પ્રયત્નને કર્યા કરવો. અને આ પ્રમાણે કરતાં દેહ પડતો હોય તો ભલે પડે, પણ કૃતનિશ્ચયમાંથી પાછા ફરવાની જરૂર નથી.

જ્યારે આ પ્રકારનો દૃઢ નિશ્ચય સેવવામાં આવે છે અને જ્યારે ઘણો સમય જવા છતાં પણ ફળનું દર્શન થતું નથી ત્યારે આ જગતનાં અનેક મનુષ્યો શિખામણ દેવા આવે છે, કે 'ભાઈ! આ પ્રમાણે પૂછડું પકડી રાખવાની કંઈ જ જરૂર નથી. અને આ પ્રમાણે તૂટે ત્યાં સુધી તાણવું એ મૂર્ખનું લક્ષણ જ છે.' પરંતુ જગતનાં મનુષ્યોની આ પ્રકારની શિખામણ માનવી, એ ઉચિત નથી જ. હા, જે ખોટી બાબત હોય તેવી બાબતમાં પૂંછડું પકડી રાખવું અને હાનિ થાય છતાં તેને ન છોડવું, એ મૂર્ખનું લક્ષણ છે. પણ જે હિતકર વસ્તુ છે, તેને પ્રાપ્ત કરવાનો, કે સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હોય તો તેમાંથી, વિલંબ થતા છતાં ફળ ન જણાય તો તેમાંથી વિરમી ન જવું, એ મૂર્ખનું લક્ષણ નથી, પણ બુદ્ધિમાનનું જ લક્ષણ છે. તેથી આવા પ્રસંગે જગતનાં બીજાં મનુષ્યો શિખામણ દેવા આવે તો તે પ્રતિ અલક્ષ જ કર્તવ્ય છે. આ જ મનુષ્યો યોગ્ય સમયે જ્યારે ફળની પ્રતીતિ થાય છે ત્યારે પ્રશંસા કરવા આવે છે. તેથી જગતના અભિપ્રાયના આધારે ઘડી ઘડીમાં પોતાના નિશ્ચયને ફેરવવો એ મહત્ત્વાકાંક્ષીને ઉચિત નથી જ.

ધ્રુવ આવા જ ઉગ્ર નિશ્ચયથી તપશ્ચર્યા કરવા ગયા હતા; અને તેમના તે પ્રકારના ઉગ્ર નિશ્ચયાનુસાર તે પોતાના ઇપ્સિતાર્થને સિદ્ધ કરી શક્યા

હતા તેમને એક વખત જમવાની જરૂર જણાઈ તો તેમ કર્યું, પછી દૂધ ઉપર અને પછી જલ ઉપર રહેવાની જરૂર જણાઈ તો તેમ કર્યું, છેવટે તેનો પણ તેમણે ત્યાગ કર્યો અને વાયુ ઉપર નિરાહાર રહેવાની જરૂર જણાઈ, તો તે પણ તેમણે કર્યું તેમણે 'દેહ પાતયામિ વા અર્થં સાધયામિ ' એ પ્રકાર ના નિશ્ચયથી જ તપશ્ચર્યાને આરંભી હતી, અને જ્યારે તેમણે ઉપાસ્ય દેવોને પ્રકટ કર્યા અને ઈપ્સિત અર્થને મેળવ્યો ત્યારે જ તેમાથી વિરમ્યા હતા

નેપે લિયને જ્યારે ચઢાઈ કરી ત્યારે તેણે જમીન ઉપર ઊતરીને જે વહાણમા તેનુ લશ્કર તેણે ઉતાર્યું હતુ તે બાળી દેવાનો તેણે હુકમ કરી દીધા હતો આ પ્રમાણે કરવાનો તેનો એ આશય હતો, કે કા તો જીત મેળવવી, કે કા તો મરણને શરણ થવુ અને તેના આવા દૃઢ નિશ્ચયને લીધે તે વિજયને પ્રાપ્ત થયો હતો આવા દૃઢ નિશ્ચયવાળા મનુષ્યો જ વિજયપ્રાપ્તિના સાચા અધિકારી છે

નરવીર શિવાજી મહારાજને શુ ઓછા વિઘ્ન નડયા હતા? છતા પણ તેમણે પોતાનુ રાજ્ય સ્થાપવાનો દૃઢ નિશ્ચય ત્યજ્યો ન હતો, તેમને કેટલા જવુ પડયુ હતું, તેમને જગલેજગલ ભટકવુ પડયુ હતુ તથા આ વિના બીજા તીવ્ર કષ્ટ સહન કરવા પડયા હતા, છતા પણ તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો ન હતો અને પરિણામે તે મરાઠી રાજ્યની સ્થાપના કરી શક્યા હતા તે જ પ્રમાણે જેને પોતાની મહત્ત્વાકાક્ષાને સિદ્ધ કરવી છે તેણે અનેક કષ્ટ સહન કરવા પડે તો તે કરીને પણ તેને સિદ્ધ કરવી ઘટે છે મહત્ત્વાકાક્ષાને સિદ્ધ કરવાને દૃઢ નિશ્ચયની અત્યત આવશ્યકતા છે જ

શૂરવીરમા શ્રેષ્ઠ મહારાણા પ્રતાપસિંહનો પણ કેટલો દૃઢ અને કેવો ઉગ્ર નિશ્ચય હતો? તેમણે જે નિશ્ચય ધારણ કર્યા હતો તે અદ્ભુત જ હતા તેમના સમયના અન્ય ક્ષત્રિય રાજાઓ પાતાની કન્યાઓને મુસલમાન રાજાઓને આપીને બેઠા, પણ મહારાણા પ્રતાપસિંહે પોતાના નિશ્ચયને જરા પણ શિથિલ કર્યો નહિ તેમની સર્વ દોલત જતી રહી હતી, અને તે એકલા પડી ગયા હતા, છતા પણ તેમણે પોતાના નિશ્ચયને—ટેકને ત્યજ્યો ન હતો, અને તેને પ્રાણાત સુધી ધારણ કરી રાખ્યો હતો અને આ નિશ્ચયનો નિભાવ કરવાને તેમને

ઓછું કષ્ટ વેઠવું પડ્યું નથી, છતાં પણ તેમણે પ્રસન્નતાથી તેને સહન કર્યું છે, અને પોતાના નિશ્ચયને ટકાવી રાખ્યો છે. આજે આ નરવર વીરના આ ટેકની ઘરે ઘર પ્રશંસા થાય છે અને તેનું નામ દેતાં જ જાણે કોઈ વિલક્ષણ નિશ્ચયબળ અંતરમાંથી જાગ્રત થતું હોય તેમ જણાય છે. આવા પુરુષો આર્યાવર્તના રત્નરૂપ છે અને ભવિષ્યની પ્રજાને અનુકરણ કરવા યોગ્ય છે.

પ્રત્યેક મનુષ્ય આવા જ પરાક્રમી થઈ શકે તેમ હોય છે, પરંતુ તે નિશ્ચયથી રહિત હોય છે, જેથી તે એક સામાન્ય મનુષ્ય તરીકેનું જીવન ગાળે છે અને મરણને શરણ થઈ રહે છે. તમારે જો એક સામાન્ય મનુષ્ય મટીને મહાપુરુષ, કે એક અસાધારણ મનુષ્ય થવું હોય તો તમારા નિશ્ચયને તમે પ્રતિદિન અધિક અને અધિક દૃઢ કરતા જજો. જે સમે તમે તમારા નિશ્ચયને ત્યજી દો છો તે જ સમે તમે એક મહાપુરુષ મટી એક સામાન્ય મનુષ્ય થવાની યોગ્યતાને પ્રાપ્ત થાઓ છો. સંનિશ્ચય એ એક એવી નિસરણી છે, કે જે મનુષ્યને ઉત્તરોત્તર ઉંચે અને ઉંચે જ ચડાવે છે. જેનામાં તે નથી, તે ઉંચે નહિ ચડતાં હતા ત્યાંના ત્યાં જ રહે છે, કે નીચે પણ ઊતરવા માંડે છે. તેથી તમારે ઉંચે ચડવું હોય તો સદોદિત તમારા નિશ્ચયને સ્થિર રાખો.

મનુષ્યો કૃતનિશ્ચય હોતાં નથી, તેથી જ તેમને વિલંબે ફળ મળે છે, કે નથી પણ મળતું. સર્વજ્ઞ ઈશ્વર જાણે છે, કે કોના હૃદયનો કેવો નિશ્ચય છે. અને તેથી જેના હૃદયના નિશ્ચયને તે દૃઢ થયેલો સમજે છે, તેમને તે તરત જ અથવા સત્વર ફળથી જોડે છે; કારણ કે તે જાણે છે, કે તે પુરુષ તેના નિશ્ચયમાંથી કદી પણ ડગનાર નથી જ. તેથી ઈશ્વરની કૃપા પ્રાપ્ત કરવાનું અથવા આપ્તિ સત્વર પામવાનું ઉત્તમ સાધન સંનિશ્ચય છે.

સિંહ જેમ ઘન લંઘન થાય છતાં ઘાસ ખાતો નથી, તેમ તમને તમારો ઈપ્સિતાર્થ ન મળે ત્યાં પર્યંત ઇતર વસ્તુથી સંતોષને પામતા નહિ, અને તમારો નિશ્ચય તમે ફેરવતા નહિ. જ્યારે તમારો અભીપ્સિતાર્થ મળે ત્યારે જ શાંતિને પામજો. મનુષ્યમાં બીજી યોગ્યતા કદાચ નથી હોતી પણ જો તેનામાં આ એક નિશ્ચય વિદ્યમાન હોય છે તો તેનામાં તેના વડે તે સર્વ પ્રકટે છે.

અને તે અર્થસિદ્ધિને પામે છે. તેથી કાર્યને સિદ્ધ કરવાના દૃઢ નિશ્ચયને સર્વદા સેવજો.

વિશ્વામિત્ર ઋષિનો પણ કેવો ઉગ્ર નિશ્ચય હતો! તેમણે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો અને તેને માટે જેટલો સમય તપ કરવું પડે તેટલો સમય તેમણે તે કર્યું હતું. વચમાં તે નિષ્ફળ થયા હતા તોપણ તેમણે પોતાનો નિશ્ચય તજ્યો ન હતો, અને પરિણામે તે સર્વોત્કૃષ્ટ બ્રહ્મર્ષિપદને પામ્યા હતા.

આ જ પ્રમાણે જેમણે જેમણે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરી છે તે સર્વ દૃઢ નિશ્ચયવાળા જ હતા. તેથી તમારે પણ જો તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી છે તો તે દૃઢ નિશ્ચયને ધારણ કરો. કદાચ તમારો દેહ પડી જાય અને તમારી ઇચ્છા પ્રમાણે તમારો અર્થ ન સધાય તો પણ તમારે નિરાશાનું પ્રયોજન નથી; કારણ કે તેમ થતાં તમે તમારા અર્થને સિદ્ધ કર્યો જ છે, એમ સમજો. મહારાણા પ્રતાપસિંહની ઇચ્છા પ્રમાણે કદાચ ધારો કે ન બન્યું, તો પણ તેમનો વિજય જ થયેલો છે, એ નિર્વિવાદ છે. તેમણે તેમના નિશ્ચયને ત્યજ્યો નથી, એ જ તેમને માટે અદાં—પૂરતું—છે. તે કૃતકૃત્ય જ આ બાબતમાં હતા, એ નિઃશંક જ છે. તે પ્રમાણે રાજ્ય જાય તો ભલે જાય, સંપત્તિ જાય તો ભલે જાય, દેહ પડે તો ભલે પડે, કે જે થવાનું હોય તે ભલે થાય, પણ નિશ્ચયને કદી પણ ત્યજો નહિ.

દૃઢ નિશ્ચયવાળા પુરુષો કેવા હોય છે, તેનું એક વિશેષ દૃષ્ટાંત આપણે અત્રે ટાંકીએ છીએ. જે તે બાબતમાં નિશ્ચયથી પ્રવૃત્તિ કરનાર અને ધારેલા કાર્યને કોઈ પણ રીતે સિદ્ધ કરનાર વિલક્ષણ ચારિત્ર્યસંપન્ન એક સંન્યાસી થોડા વખત ઉપર આ લોકમાં જનકલ્યાણને કરતા વિચરતા હતા. તેમની ઇચ્છા શિવરાત્રી ઉપર દક્ષિણમાં રાવણે સ્થાપિત કરેલા મહાદેવની પૂજા કરવાની હતી. તેમણે ત્યાં જવાનો આજથી કેટલાંક વર્ષ ઉપર નિશ્ચય કર્યો હતો અને તે ત્યાં જવાને મુંબઈ ગયા હતા. ત્યાં ગયા પછી તજવીજ કરતાં જણાયું કે, સ્ટીમર તો ઊપડી ગઈ હતી. હવે શું કરવું, એ પ્રશ્ન થયો.

તેમની પરિચર્યામાં રહેનાર એક સજ્જનને તેમણે કહ્યું, કે 'તુમ તુમારે પીછા જાઓ, હમ તો કોઈ ભી ઉપાયસેં વહાં જાયગા.' આ પુરુષ તેમના વિષે અત્યંત શ્રદ્ધાળુ હતા અને તેમને તે સ્થિતિમાં મૂકીને એકલા ઘેર જવાનું તેમને ઠીક લાગ્યું નહિ. તેથી તે બંને વચ્ચે આ સંબંધમાં ચર્ચા થવા લાગી. શેટલામાં થોડે દૂર ઊભેલો એક મનુષ્ય આવ્યો અને આ સજ્જનને ચર્ચાનું કારણ પૂછયું. તેમણે જે હકીકત હતી તે કહી બતાવી. પેલા પુરુષે કહ્યું, જો તમે વહાણમાં જઈ શકો તેમ હો તો હું કદાચ બંદોબસ્ત કરી શકીશ. આ વાર્તા આ વિરકત પુરુષને જણાવવામાં આવી. તેમણે તરત જ હા કહી. પેલો મનુષ્ય પોતાના શેઠ પાસે ગયો અને કહ્યું, કે કોઈ એક સંન્યાસી અમુક ઠેકાણે જવાના દૃઢ નિશ્ચયવાળા છે અને સ્ટીમર જતી રહેવાથી તેમને અડચણ આવી પડી છે. પેલા શેઠે તરત જ પોતાનું વહાણ તેમને માટે તૈયાર કરાવ્યું અને જરૂરના સર્વ સામાન સાથે તેમને સ્વાધીન કર્યું. વહાણમાં બેસીને તે માર્ગ કાપવા લાગ્યા. પણ કોઈ દિવસ વહાણમાં મુસાફરી કરેલી નહિ, તેથી સર્વને પાણી લાગ્યું તથા વહાણ આમનેમ ઝોકાં ખાવાને લીધે, સર્વને ફેર ચડયા અને તેમને ઊલટી થવા લાગી. બે એક દિવસ પુષ્કળ સર્વેને ઊલટી થઈ અને તે સર્વ લોથ થઈ ગયા. આ ઠેકાણે એ જણાવવાની જરૂર છે કે આ સંન્યાસી પોતાના હાથે કંઈ પણ ખાતા નહિ, કે પાણી પણ પીતા નહિ, તેમને કોઈ બ્રાહ્મણ ખવરાવે, કે પાણી પાય તો જ તે ખાતા હતા તથા પાણી પીતા હતા. અને આ પ્રમાણે જો કોઈ બ્રાહ્મણ ન મળે તો તે ઉપવાસ કરતા હતા. આ નિશ્ચયનું પાલન તેમણે જીવનપર્યંત કર્યું હતું. જે પુરુષે આ વાર્તા આ લેખકને જણાવી છે તે તેમની પરિચર્યામાં હતા, અને ઈશ્વરકૃપાથી તેમની પ્રકૃતિ નિરામય હતી. તેમણે ઉકત પુરુષને પૂછયું, કે હવે શું કરવું? તેમણે કહ્યું, કે જો લીંબુનો શરબત આપવામાં આવે તો સર્વની પ્રકૃતિ સુધરી જાય. આ ઉપરથી તે પોતાની પાસે લીંબુ હતાં તેનો શરબત બનાવવાની તૈયારી કરવા લાગ્યા. પણ જઈને જુએ છે તો મીઠા પાણીની બે ચોખ્ખી માટલીઓ ભરેલી હતી તે વહાણના ઝોલાં ખાવાથી ઊંધી પડી ગઈ હતી. આ પ્રસંગે ખારવાને પૂછવામાં આવ્યું, તો ઈશ્વરકૃપાથી

[illegible] મીઠું પાણી મળી આવ્યું. હવે શરબતમાં નાખવાને ખાંડ જોઈએ તે મધ દરિયે ક્યાંથી લાવવી ? પણ તેને માટે ખારવાને કહેતાં તેણે ચાર શેર ખાંડ લાવીને હાજર કરી, કારણ કે તેમાં ખાંડના ગૂણા ભરેલા હતા. પછી તે સ્વામીજીના મોટા તુંબડામાં દશ વીશ લીંબુ નીચોવીને પુષ્કળ શરબત તૈયાર કરવામાં આવ્યો અને સર્વને તે આપવામાં આવ્યો. આથી સર્વની પ્રકૃતિ સારી થઈ ગઈ. પછી ચોથે દિવસે સવારે તે કિનારે ઊતર્યા. આ ચાર દિવસમાં તેમણે કંઈ જ ખાધું ન હતું તેથી જમીન ઉપર ઊતરતાં સર્વના પગે ચાલી શકાતું ન હતું છતાં તે ઊતર્યા અને ત્યાંથી થોડે દૂર શિવાલય હતું ત્યાં જવાને ચાલવા લાગ્યા. પણ તેમની પ્રકૃતિ અત્યંત શિથિલ થઈ ગયેલી હોવાને લીધે તેમને ત્યાં પહોંચતાં છ કલાક ગયા, અર્થાત્ સવારના નીકળેલા તે બાર વાગે ત્યાં પહોંચ્યા. રસ્તામાં તેમને તે સ્થાનનો એક શ્રીમાન મનુષ્ય મળી ગયો, જેણે કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય તે સ્વામીને આરામ કરીને તેમને આગળ ચાલીને પોતાને ઘેર લઈ ગયો અને તેમની ભક્તિભાવપૂર્વક શુશ્રૂષા કેટલાક દિવસ કરી. તેમણે આજે શિવરાત્રિ હતી તેથી રાત્રે તે શિવાલયમાં જઈને સવારના ચાર વાગ્યા સુધી શિવલિંગ ઉપર ભાવપૂર્વક અભિષેક કર્યો.

કહેવાનું તાત્પર્ય કે તેમને જેમ તેમ કષ્ટ પડ્યું તોપણ તેમણે પોતાના નિશ્ચયને ફેરવ્યો નહિ અને ધારેલા કાર્યને સિદ્ધ કર્યું ત્યારે જ તે અટક્યા. તે જ પ્રમાણે પોતાના નિશ્ચયને સ્થિર રાખનાર જ કાર્યને સિદ્ધ કરી શકે છે અને આવા નિશ્ચયવાળા પુરુષોને ઈશ્વરસત્તાથી પણ અનેક પ્રકારની અનુકૂળતા પણ સ્હાયે આવે છે.

ભીષ્મ પિતામહને કોણ નથી જાણતું ? તે પણ આવા જ વિલક્ષણ ઉગ્ર નિશ્ચયવાળા હતા. તે જે નિશ્ચય કરતા તે કદી પણ ફરવાના નહિ. તેમણે બાળપણથી જ અખંડ બ્રહ્મચર્યને પાળન કરવાનો નિશ્ચય કર્યો હતો. આ પ્રકારના વિલક્ષણ નિશ્ચયને ત્યજી દેવાને તેમની માતાએ તેમને ઘણું સમજાવ્યા હતા, તથા તે બેની વચ્ચે આ સંબંધમાં ઘણી ચર્ચા થઈ હતી છતાં પણ તેમણે તેને ત્યજ્યો ન હતો, અને જીવનપર્યંત ટકાવી

હતો. તેમની માતાએ જ્યારે તેમને આ પ્રકારે તે નિશ્ચયને મૂકી દેવાને જણાવ્યું ત્યારે તેમણે પોતાની માતાને કહ્યું છે કે,

'परित्यजेयं त्रैलोक्यं राज्यं देवेषु वा पुनः ।
यद्वाऽप्यधिकमेताभ्यां न तु सत्यं कथंचन ॥
त्यजेच्च पृथ्वीगन्धमापश्च रसमात्मनः ।
ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुणं त्यजेत् ॥
प्रभां समुत्सृजेदर्को धूमकेतुस्तथोष्मताम् ।
त्यजेच्छब्दं तथाऽऽकाशं सोमः शीतांशुतां त्यजेत् ॥
विक्रमं वृत्रहा जह्याद्धर्मं जह्याच्च धर्मराट् ।
नत्वहं सत्यमुत्स्रष्टुं व्यवसेयं कथं च न ॥'

ભાવાર્થ:—મને ત્રિલોકનું રાજ્ય મળશે, અથવા એથી પણ ઉત્કૃષ્ટ મને કોઈ વસ્તુ મળશે તોપણ હું તેને ત્યજીશ પણ સત્યનો હું ત્યાગ કરીશ નહિ. પૃથ્વી ભલે ગંધને ત્યજી દે, જલ પોતાના રસને ત્યજી દે, જ્યોતિ રૂપને ત્યજી દે, વાયુ સ્પર્શગુણને ત્યજી દે, સૂર્ય પોતાની પ્રભાને ત્યજી દે, ધૂમકેતુ ઉષ્મતાને ત્યજી દે, આકાશ શબ્દને ત્યજી દે, સોમ પોતાના શીતાંશને ત્યજી દે, ઇંદ્ર પોતાના બળને ત્યજી દે, ધર્મરાજ પોતાના ધર્મને ત્યજી દે, પણ આ ભીષ્મ કદી પણ સત્યને (પ્રતિજ્ઞાને) ત્યજશે નહિ.'

કેવી ઉગ્ર પ્રતિજ્ઞા! અને આ પ્રકારની પ્રતિજ્ઞાનું તેમણે અંત પર્યંત પાલન કર્યું છે. જ્યારે કૌરવ અને પાંડવનું યુદ્ધ ચાલતું હતું ત્યારે તેમણે છેવટે પ્રતિજ્ઞા લીધી હતી કે કાલે કાં તો પાંડવો નહિ કે કાંતો ભીષ્મ નહિ. અને આ પ્રતિજ્ઞા પ્રમાણે તેમણે પોતાના દેહને ત્યજ્યો હતો. અને તેમની આવી અત્યંત ઉગ્ર અને દૃઢ પ્રતિજ્ઞાને લીધે જ, આજે પણ 'ભીષ્મપ્રતિજ્ઞા' એ શબ્દ રૂઢ થયેલો છે.

'પંચભૂત પોતાના સ્વભાવને ત્યજી દે અને ધર્મરાજ પોતાના ધર્મને ત્યજી દે, પણ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞાને નહિ ત્યજે,' એ તેમની પ્રતિજ્ઞા કેવી! ઈશ્વરના અંશરૂપ મનુષ્ય! કેમ કઈ આ ભીષ્મપ્રતિજ્ઞારૂપી શિખરની

કલ્પના થઈ શકે છે? ન થઈ શકતી હોય તો શાંત ચિત્તે આ કલ્પનાને બને તેટલી વિસ્તૃત કરવા યત્ન કરો અને તે શિખરની ટોચની ઝાંખી કરવાને મનની કલ્પનારૂપી પાંખો વડે ઉંચે ઊડો.

આફ્રિકામાં જ્યારે થોડા વખત ઉપર હિંદુઓ ઉપર ત્રણ પાઉન્ડનો કર નાખવામાં આવ્યો હતો તથા તેમને જ્યારે ત્યાં પ્રવેશના અટકાવવા માટે ત્યાંની સરકારે બીજાં પગલાં ભર્યાં હતાં ત્યારે મહાત્મા ગાંધીએ જો પોતાના નિશ્ચયને ન ટકાવી રાખ્યો હોત તો તેનું જે કંઈ હિતકર પરિણામ આવ્યું હતું તે ન જ આવત. તેમણે વિચાર કરીને નિશ્ચય કર્યો હતો, કે સત્યાગ્રહમાં સંલગ્ન રહેવું એ જ હિતકર છે, અને પછી તેમ કરતાં જેટલાં કષ્ટ સહન કરવાં પડયાં તે સર્વ તેમણે સહન કર્યાં હતાં અને પરિણામે વિજયને વર્યા હતા. નિશ્ચય વિના આવાં કાર્ય થઈ શકતાં જ નથી. તેમ જ નિશ્ચય વિના ચારિત્ર્ય પણ રચાતું નથી. જે નિશ્ચયવાળા પુરુષો છે તે જ ચારિત્ર્યને રચી શકે છે અને રચી શકયા છે. તેથી ઉત્તમ ચારિત્ર્યસંપન્ન થવા ઇચ્છતા હો તો નિશ્ચયને હમેશાં ધારણ કરી રાખો.

આપણા દેશમાં કોંગ્રેસ ભરીને જે પુરુષો દ્વારા આ દેશના ઉદયને માટે પ્રવૃત્તિ કરવામાં આવે છે, તેમાંથી જો તે વિઘ્ન નડતાં અટકી જશે તો તે ધારેલા અર્થને સિદ્ધ નહિ જ કરી શકે. પરંતુ અનેક વિઘ્ન નડવા છતાં પણ જો તે અડગપણે પ્રારબ્ધકાર્યમાં યોજાયેલા રહેશે તો ભાવિમાં કોઈ દિવસે પણ તે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ થયેલી જોશે જ.

ઘણા મનુષ્યોને કોઈ પણ મહત્ત્વનું કાર્ય કરવું કઠિન જણાય છે. તેનું કારણ એ જ હોય છે કે તેમણે કેઈ પણ એક નિશ્ચયમાં સ્થિર રહીને એક પણ કાર્યને સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો હોતો નથી, પરંતુ તે જો કોઈ પણ એક કાર્યને નિશ્ચયપૂર્વક સિદ્ધ કરે છે તો પછી તેમને માટે કાર્યસિદ્ધિનો માર્ગ ખુલ્લો થઈ રહે છે, અને તેમને સર્વ કાર્યમાં પછી સરળતા જ ભાસે છે; તેથી નિશ્ચયબળને દૃઢ કરવા અર્થે વધારે મહત્ત્વનું કાર્ય ન થઈ શકે તો પ્રથમ કોઈ એક નાના કાર્યને તેને સિદ્ધ કરવા પૂરતો આગ્રહ રાખીને પૂર્ણ

કરો, અને આ પ્રમાણે એક કાર્યને પૂર્ણ કરતાં તમારામાં બીજું કાર્ય સિદ્ધ કરવાનું બળ વધશે. અને આ જ પ્રમાણે ઉત્તરોત્તર તમે એક પછી એક કાર્યને સિદ્ધ કરી શકશો, પરંતુ આ પ્રમાણે ઉત્તરોત્તર કાર્ય સિદ્ધ કરાવનાર નિશ્ચય છે, તેથી તેને સર્વ સમયમાં આગ્રહપૂર્વક સેવજો.

આગળના પ્રકરણમાં જણાવેલા ત્રિભુવનવિજયી ખડ્ગમાં વીરવિજયચંદ્રને પોતાની ઈચ્છાને સિદ્ધ કરવા જતાં કેવાં અસહ્ય કષ્ટો પડયાં છે! છતાં પણ તેમણે પોતાના નિશ્ચયને લેશ પણ શિથિલ કર્યો નથી, અને ઈપ્સિતાર્થની સિદ્ધિ પર્યંત તેમણે તેને સ્થિર રાખ્યો છે.

વર્તમાન સમયમાં આર્યપ્રજાનું નિશ્ચયબળ ઘણું જ ઓછું થઈ ગયું છે. ને મોટાં કાર્ય કરતાં સહજ વિઘ્ન આવે છે તો પાછી હઠી જાય છે. પણ આ લક્ષણ એક આર્યનું નથી. જો તે આ પ્રમાણે નિશ્ચયથી રહિત થતી જશે તો તેનો વિનાશ જ નિર્મિત છે. સાચા નિશ્ચયવાળા મનુષ્યોનો આજે તોટો છે, એ દેશના દુર્ભાગ્યને જ સૂચવે છે. તેથી જે રીતે પ્રજામાં આ નિશ્ચયબળની અભિવૃદ્ધિ થાય તેવા ઉપાયોનું અનુષ્ઠાન કર્તવ્ય છે. અને આને માટે એ જ ઉત્તમ માર્ગ છે, કે પ્રત્યેક મનુષ્યે પોતે દૃઢ નિશ્ચયને ધારણ કરવાનો સ્વભાવ કેળવવો. અને વર્તમાન પ્રજામાં જો નિશ્ચયબળ વિદ્યમાન હશે તો તે ઉત્તરોત્તર તેમના બાળકોમાં પણ સ્વભાવતઃ જ ઊતરી આવશે; અને ભવિષ્યની પ્રજા ભગીરથની પેઠે મહત્ત્વનાં કાર્ય કરશે અને વર્તમાન પ્રજાને યશ અપાવશે.

કોઈ પણ પ્રકારના નિશ્ચયને ધારણ કરી રાખવામાં આંતરબળની જરૂર પડે છે. અને આ આંતરબળ એ આધ્યાત્મિક બળથી અભિન્ન જ છે. તેથી નિશ્ચયવાળા પુરુષોમાં આધ્યાત્મિક બળની પણ વૃદ્ધિ થાય છે; અર્થાત્ તેના નિશ્ચયબળના પરિણામમાં આધ્યાત્મિક બળને ઉપજાવે છે. અને આ આધ્યાત્મિક બળ, એ સર્વોપરી બળ હોવાથી, તેના વડે મનુષ્ય પૂર્વના આધ્યાત્મિક બળસંપન્ન સમર્થ પુરુષોના જેવાં સમર્થ કાર્યોને સિદ્ધ કરી શકે છે.

# ૧૩ : શ્રદ્ધા

શ્રદ્ધા સકલ સુખ મૂળ છે, શ્રદ્ધા વિના બધુ ધૂળ છે
જે જે જણાતુ ઊંચુ અહીં, શ્રદ્ધાથી તે પ્રકટ્યુ સહી,
શ્રદ્ધાથી દુર્લભ નહિ કંઈ, ભવસિંધુમા એ પુલ છે.
જે જે અસાધ્ય બીજા ગણે, શ્રદ્ધા સુસાધ્ય જ તે ભણે,
કશુ અશક્ય ન શ્રદ્ધા સુણે, શ્રદ્ધાનું વીર્ય અતુલ છે

(શ્રીવિશ્વવંદ્ય.)

श्रद्धावान् लभते ज्ञानम्। संशयात्मा विनश्यति।

(ભ ગીતા)

હું મારી મહત્ત્વાકાંક્ષાને વર્તમાન જન્મમાં સિદ્ધ કરીશ જ, એ પ્રકારની આંતર પ્રતીતિની પણ મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવામાં આવશ્યકતા છે જ. નાનાં નાનાં કાર્ય પણ શ્રદ્ધા હોય છે તો જ બની શકે છે તો મહત્ કાર્યો શ્રદ્ધા વિના થઈ શકે, એ અસંભવિત છે. તેથી કાર્યસિદ્ધિમાં શ્રદ્ધાની જરૂર છે જ.

શ્રદ્ધા વિના કાર્યસિદ્ધિનિમિત્તના કર્તવ્યમાં મનુષ્યની પ્રવૃત્તિ જ થતી નથી. તેમ જ જે પ્રકારની શ્રદ્ધાથી મનુષ્ય કર્તવ્યમાં યોજાતો નથી, તે પ્રકારની શ્રદ્ધા તે વાસ્તવ શ્રદ્ધા નથી, અથવા તો તે કાર્યને સિદ્ધ કરાવનાર નથી. અને આ પ્રકારની શ્રદ્ધા તે કંઈ વર્તમાન જન્મમાં સુખને પ્રકટાવતી નથી. પરંતુ જે શ્રદ્ધા વડે મનુષ્ય કર્તવ્યમાં યોજાય છે, તે જ વાસ્તવ શ્રદ્ધા છે અને તે જ મનુષ્યને વર્તમાન જન્મમાં સુખથી જોડે છે.

આપણે પ્રથમનાં જ પ્રકરણોમાં જણાવી ગયા છીએ કે, મનુષ્યના અંતરમાં કોઈ પણ કાર્ય કરવાની ઇચ્છા સ્ફુરે છે, એ જ દર્શાવે છે,

થાય છે. તેથી મારાથી અમુક નહિ થઈ શકે, અથવા મારાથી અમુક થઈ શકશે, કે કેમ, એ પ્રકારની શંકાને કદી પણ અવકાશ આપવો ઉચિત નથી જ. પરંતુ આપણામાં તે પ્રકારની મહત્ત્વાકાંક્ષા સ્ફુરે છે તો આપણો તેને સિદ્ધ કરવાનો સર્વ અધિકાર જ છે, એમ માનીને શ્રદ્ધાને દૃઢ કરવી ઘટે છે અને આ પ્રમાણે જ્યારે શ્રદ્ધાને દૃઢ કરવામાં આવે છે ત્યારે કોઈ જાતનો સંશય ઉત્પન્ન થતો નથી, અને કાર્યસિદ્ધિ પર્યંત પ્રયત્નમાં સંલગ્ન રહી શકાય છે

ઉપર જણાવ્યા તે પ્રકારના વિચારે જ મનુષ્યે પોતાની શ્રદ્ધાને દૃઢ કરવાની છે. અને વગરવિચાર્યે જે અંધશ્રદ્ધાવાન હોય છે તે કાર્યમાં યોજાતા નથી, અથવા તો યોજાય છે તો તેમને સહજ વિઘ્ન પ્રાપ્ત થતાં તે વિરમી જાય છે. તેથી શ્રદ્ધાને સદ્વિચાર વડે દૃઢ કરવાની છે. સદ્વિચાર એ શ્રદ્ધારૂપી વૃક્ષને પોષનાર જલ છે.

સેન્ટ પોલ શ્રદ્ધાની વ્યાખ્યા આ પ્રમાણે અંગ્રેજીમાં કરે છે: ધી સબસ્ટેન્સ ઑફ થીંગ્સ હોપ ફોર ધી એવીડન્સ ઑફ થીંગ્સ નોટ સીન.—જે વસ્તુની (સિદ્ધિની) ઈચ્છા રહેતી હોય પણ જે વસ્તુઓને પ્રત્યક્ષ થયાનો કોઈ પુરાવો ન મળી આવતો હોય તે વસ્તુના આત્મારૂપ દ્રવ્ય તે શ્રદ્ધા (ફેઈથ) છે.' અને આ વ્યાખ્યાને પ્રતિપાદન કરતાં એક

તે કાર્ય કરવાનો તેનો અધિકાર છે. કારણ, કે પૂર્વે તે પ્રકારની ઈચ્છા સ્ફુરતી ન હતી અને આજે તે સ્ફુરે છે એ જ દર્શાવે છે કે હવે તે કાર્ય કરવાનો તેનો અધિકાર પ્રાપ્ત થયો છે.

તેમ જ આ પ્રકારની ઈચ્છા સ્ફુરે છે, એ વિશેષમાં એ પણ દર્શાવે છે, કે હવે તે ઈચ્છાને સિદ્ધ થવાનો સમય નિકટ આવ્યો છે. અર્થાત્ આ પ્રકારનું સ્ફુરણ તે એક ભવિષ્ય કથનરૂપ વા ભવિષ્ય સૂચનરૂપ જ છે. અંતર્યામી ઈશ્વર જ જીવોને ક્રમે ક્રમે પોતાને યોગ્ય જણાય તે માર્ગે આગળ ને આગળ લઈ જાય છે. જન્મ પૂર્વે મનુષ્યને ખબર નથી હોતી, કે તે કયાં હતો, અથવા મરણ પછી તેની શી સ્થિતિ થશે, તે કયાં જશે, એ વગેરેની કશી જ ખબર હોતી નથી. પરંતુ ઈશ્વર જ સર્વ અભિમાનીને દયા કરીને યોગ્ય સ્થાનમાં અને યોગ્ય સ્થિતિમાં મૂકે છે અને તેમને ઊર્ધ્વ અને ઊર્ધ્વ લઈ જાય છે. પરંતુ આ પ્રકારના ઈશ્વરના કર્તવ્યને કે ઈશ્વરની સત્તાને મનુષ્યો અજ્ઞાનને લીધે જાણતાં નથી, અને પોતાની ભૂતભાવિ સ્થિતિના જાણે પોતે જ નિયામક હોય એમ માને છે પરંતુ ઈશ્વર જ સર્વ સમયમાં જીવોની રક્ષા કરે છે અને તેમને ક્રમથી ઉચ્ચ ઉચ્ચ સ્થિતિમાં લઈ જાય છે. તે પ્રમાણે જ્યારે મનુષ્યનો અમુક મહત્ત્વનું કાર્ય સિદ્ધ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે તેનામાં તેવી મહત્ત્વાકાંક્ષાને સ્ફુરાવે છે. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે આવી કોઈ મહત્ત્વાકાંક્ષા, કે બીજી કોઈ ઈચ્છા મનુષ્યમાં સ્ફુરે છે તો સમજવું કે, તેનો તેને સિદ્ધ કરવાનો અધિકાર પ્રાપ્ત થયો છે; તથા તે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ થવાનો સમય હવે નિકટ આવ્યો છે.

તેથી આ વિચારે બુદ્ધિમાને પોતાની આંતર ઈચ્છાને દૃઢ કર્તવ્ય છે તથા તેમાં દૃઢ શ્રદ્ધાને ધારણ કરવી ઘટે છે. ઘણા મનુષ્યો આ પ્રસંગે પોતાનામાં જ અશ્રદ્ધા ધરે છે, અને આવું મોટું કાર્ય આપણાથી શી રીતે થઈ શકે, એમ માનીને પોતાના અધિકારનું મૂલ્ય પોતે જ ન્યૂન આંકે છે, અને તેને સિદ્ધ કરવાના પ્રયત્નમાં જોડાતા નથી, પણ વિરમી જાય છે. આવા મનુષ્યોનો 'સંશયાત્મા વિનશ્યતિ' એ શ્રી ભગવદ્ વાક્યાનુસાર વિનાશ જ

થાય છે. તેથી મારાથી અમુક નહિ થઈ શકે, અથવા મારાથી અમુક થઈ શકશે, કે કેમ, એ પ્રકારની શંકાને કદી પણ અવકાશ આપવો ઉચિત નથી જ. પરંતુ આપણામાં તે પ્રકારની મહત્ત્વાકાંક્ષા સ્ફુરે છે તો આપણો તેને સિદ્ધ કરવાનો સર્વ અધિકાર જ છે, એમ માનીને શ્રદ્ધાને દૃઢ કરવી ઘટે છે અને આ પ્રમાણે જ્યારે શ્રદ્ધાને દૃઢ કરવામાં આવે છે ત્યારે કોઈ જાતનો સંશય ઉત્પન્ન થતો નથી, અને કાર્યસિદ્ધિ પર્યંત પ્રયત્નમાં સંલગ્ન રહી શકાય છે

અત્રે જણાવ્યા તે પ્રકારના વિચારે જ મનુષ્યે પોતાની શ્રદ્ધાને દૃઢ કરવાની છે. અને વગરવિચાર્યે જે અંધશ્રદ્ધાવાન હોય છે તે કાર્યમાં યોજાતા નથી, અથવા તો યોજાય છે તો તેમને સહજ વિઘ્ન પ્રાપ્ત થતાં તે વિરમી જાય છે. તેથી શ્રદ્ધાને સદ્‌વિચાર વડે દૃઢ કરવાની છે. સદ્‌વિચાર એ શ્રદ્ધારૂપી વૃક્ષને પોષનાર જલ છે.

સેન્ટ પોલ શ્રદ્ધાની વ્યાખ્યા આ પ્રમાણે અંગ્રેજીમાં કરે છે: ધી સબસ્ટેન્સ ઑફ થીંગ્સ હોપ ફોર ધી એવીડન્સ ઑફ થીંગ્સ નોટ સીન.—જે વસ્તુની (સિદ્ધિની) ઈચ્છા રહેતી હોય પણ જે વસ્તુઓને પ્રત્યક્ષ થયાનો કોઈ પુરાવો ન મળી આવતો હોય તે વસ્તુના આત્મારૂપ દ્રવ્ય તે શ્રદ્ધા (ફેઈથ) છે.' અને આ વ્યાખ્યાને પ્રતિપાદન કરતાં એક તત્ત્વશોધક પાશ્ચાત્ય લેખક જણાવે છે કે, ફેઈથ ઈઝ રીયલી ઈનટ્યુટિશનલ પરસેપ્શન ઑર થીંગ્સ ધેટ આર બટ વીચ હેવ નોટ યટ બીન બ્રોટ ઈનટુ વિઝિબલ ઑફ સીન્સિબલ મેનિફેસ્ટેસન—જે વસ્તુઓનું આ જગતમાં અસ્તિત્વ છે (અથવા જે વસ્તુને સિદ્ધ કરવી શકય છે). તે વસ્તુઓનું જે આંતરસ્ફુરણ વડે જ્ઞાન થઈ શકે છે તે આંતરસ્ફુરણ તે શ્રદ્ધા છે, કે જે વસ્તુઓ પ્રત્યક્ષ થઈ શકે, કે ઈન્દ્રિયો વડે ગોચર થઈ શકે તેવી સ્થિતિમાં આવી હોતી નથી.'

તાત્પર્ય કે હવે પછી આપણા વડે જે સિદ્ધ થનાર છે તેની ઈચ્છા આપણા અંતરમાં પ્રકટે છે, તેથી તેમાં આપણે લેશ પણ અશ્રદ્ધા વા શંકા કર્તવ્ય નથી, અને તે પ્રમાણે અશ્રદ્ધા કે શંકાને કરનાર ઈશ્વરનું

અપમાન જ કરે છે. અને તેટલા માટે જ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, संशयात्मा विनश्यति

આજ સુધીમાં જે જે શોધો થયેલી છે તે આ જ રીતે થયેલી છે. કોલંબસે અમેરિકા શોધી કાઢયો ત્યારે તેને પૂર્વે એ પ્રકારનું એક સ્ફુરણ થયું હતું. તે સ્ફુરણને સિદ્ધ કરવા તેણે યોગ્ય પુરુષપ્રયત્ન કર્યો અને તેને તે સિદ્ધ થયું. આ જ પ્રમાણે રેલગાડી, તાર, ટેલિફોન, ફોનોગ્રાફ વગેરે જેની જેની શોધ થઈ છે તે આ જ પ્રમાણે થયેલી છે. તેમને તેવી કોઈ ઇચ્છા પ્રથમ સ્ફુરી હતી અને તેમણે તેને પ્રત્યક્ષ કરવાને યોગ્ય પ્રયત્ન કર્યો હતો અને તદનંતર તેને તે પ્રત્યક્ષ કરી શકયા હતા. આ પૂર્વે આ શોધોને કોઈએ પ્રત્યક્ષ નહોતી જ કરી, છતાં પણ શોધકોએ શ્રદ્ધા ધરીને અને પોતાના અંતરાત્મા ઉપર વિશ્વાસ રાખીને તેને સિદ્ધ કરવાનો યોગ્ય પ્રયત્ન કર્યો હતો અને તેમને કાર્યસિદ્ધિમાં વિજય મળ્યો હતો.

તે જ પ્રમાણે તમને જે કોઈ મહત્ત્વાકાંક્ષા સ્ફુરતી હોય તે કદાચ કોઈએ આજ સુધી સિદ્ધ ન કરી હોય તોપણ તમે તેને સિદ્ધ કરી શકશો જ, એ પ્રકારનો દૃઢ વિશ્વાસ રાખીને તેને સિદ્ધ કરવાને યોગ્ય પુરુષપ્રયત્ન કરજો.

એકલી શ્રદ્ધા કાર્યસાધક થતી નથી, પણ જ્યારે તદનુકૂલ પુરુષપ્રયત્ન કરવામાં આવે છે ત્યારે જ તે કાર્યસાધક થાય છે. તેથી મારાથી અમુક કાર્ય થઈ શકે તેમ છે, એ પ્રમાણે માનીને બેસી રહેવાનું નથી. કારણ કે આ પ્રકારની શ્રદ્ધા તે પૂર્ણ શ્રદ્ધા નથી, પણ ક્રૈ શ્રદ્ધા છે. અને જ્યારે તે શ્રદ્ધાને અનુકૂલ યોગ્ય પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે જ તે પૂર્ણ થાય છે. તેથી હું અમુક કાર્ય કરી શકું તેમ છું જ, એ પ્રકારે દૃઢ માનીને તેને સિદ્ધ કરવાને જે જે પ્રયત્નની જરૂર હોય તે સર્વને કરવા એ જ વાસ્તવ શ્રદ્ધા છે.

## ૧૪ : ચારિત્ર્ય

મહત્ત્વાકાંક્ષાને જેની વિશેષ જરૂર છે, તેવી વસ્તુ તે ચારિત્ર્ય છે. જે મહત્ત્વાકાંક્ષી ચારિત્ર્યને વીસરી જાય છે, અને પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા યત્ન કરે છે, અથવા તો તેને સિદ્ધ કરે છે, તો તે વાસ્તવિક નથી જ. કારણ કે, આ પ્રકારે તેણે કરેલી સિદ્ધિ તેને શાશ્વત સુખની જનક થતી નથી; અથવા તો તે સિદ્ધિ સ્થિર ટકી શકતી નથી.

ઉત્તમ પ્રકારના ચારિત્ર્ય સાથેની જે કાર્યસિદ્ધિ છે તે આદિ, મધ્ય અને અંતમાં, એમ ત્રણે કાલમાં સુખને ઉત્પન્ન કરે છે; જ્યારે તેના વિનાની કાર્યસિદ્ધિ એ આરંભમાં કદાચ સુખને ઉત્પન્ન કરવાનો ભાસ કરતી જણાય છે, પરંતુ તે ત્રણે કાલમાં વસ્તુતઃ સુખને ઉત્પન્ન કરતી નથી. તેથી મહત્ત્વાકાંક્ષીએ પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાની સાથે પોતાના ચારિત્ર્યને પણ પ્રતિદિન શુદ્ધ અને ઉચ્ચ કરવા યત્ન કર્તવ્ય છે.

પૂર્વના, મહત્ત્વાકાંક્ષા જેમણે સિદ્ધ કરેલી છે, એવા મહાપુરુષોને જુઓ અને તે એકે એક ઉત્તમોત્તમ ચારિત્ર્યસંપન્ન હતા, એ સ્પષ્ટ જણાશે જ. યુધિષ્ઠિર, અર્જુન, લક્ષ્મણ, હનુમાન, ભરત, હરિશ્ચંદ્ર, નળ, સીતા, દમયંતી, તારામતી અને આવી બીજી અનેક આર્ય ઉચ્ચ કોટિમાં સ્થિતિ કરતી આર્યદેશમાં અને ઇતર દેશમાં ઉત્પન્ન થયેલી વ્યક્તિઓને જોશો તો જણાશે, કે તે એકેએક ચારિત્ર્યવાન હતી. તેમણે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કર્યા છતાં પોતાના ચારિત્ર્યને લેશ પણ દૂષિત થવા દીધું નથી. જ્યાં ચારિત્ર્યમાં દોષનો સંભવ તેમને જણાયો છે, ત્યાં તેમણે તરત જ અન્ય સર્વસ્વનો ભોગ આપ્યો છે, પરંતુ ચારિત્ર્યને દૂષિત થવા દીધું નથી. તેમણે ચારિત્ર્યને લક્ષ્મી કરતાં, કીર્તિ કરતાં અને પ્રાણ કરતાં પણ પ્રિય ગણેલું છે.

તે પ્રમાણે તમે તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા જાઓ અને તમારા ચારિત્ર્યમાં દોષ આવતો હોય તો તમારા કાર્યની સિદ્ધિ ભલે વિલંબે થવા દેજો, પણ તમારા ચારિત્ર્યને દૂષિત થવા દેશો નહિ ચારિત્ર્યને માટે જેટલો અને જેનો ભોગ આપવો પડે તેટલો અને તેનો ભોગ આપજો, કારણ કે ઉત્તમ ચારિત્ર્ય જેમ તમારું હિત કરનાર છે, તેમ તે અન્ય જનોનું પણ હિત કરનાર છે ઉત્તમ ચારિત્ર્ય એ એક એવી વિલક્ષણ વસ્તુ છે, કે તે ચિરંજીવી રહે છે, અને અન્ય મનુષ્યોને તે એક પ્રકારનો અપૂર્વ બોધ આપીને તેમને ઉન્નત કરે છે

ઘણાક મનુષ્યો આજે પોતાની મહત્ત્વાકાંક્ષાને ચારિત્ર્ય જેવી અમૂલ્ય વસ્તુને ખોઈ ને સિદ્ધ કરે છે, પણ તે ઉચિત નથી જ આ પ્રમાણે કરવું એ સ્પર્શમણિને આપીને કે ખોઈને કાચનો કટકો લેવાનું છે કેટલાક મનુષ્યો નોકરી કરતા હોય છે, અને તે ઊંચી પાયરીમાં ચડવાને ઇચ્છે છે તો પોતાના ચારિત્ર્યને ખોઈને તે પ્રકારની પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે, જે અનુચિત જ છે તેઓ લાંચ ખાઈને પોતાના ઉપરી અધિકારીને પૈસા આપે છે, કે કાં તો તેમની સાથે પોતાનો કુલ—ધર્મ ત્યજી દઈને એક ટેબલ ઉપર ખાવા બેસી જાય છે, અને મદ્યમાંસનો સ્વીકાર કરે છે, કે આવા જ અવિહિત માર્ગે તે પોતાના ચારિત્ર્યને બિગાડીને, કે તેને દૂષિત કરીને પોતાના ઉપરી અધિકારીને પ્રસન્ન કરે છે, અને પોતે ઊંચે ચડે છે પરંતુ આ વર્તન ઉચિત નથી જ આ પ્રમાણે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાની નથી

અથવા તો જે વ્યાપારીઓ કે ઇતર મનુષ્યો શ્રીમાન થવાને ઇચ્છે છે તે અનેક પ્રકારના પ્રપંચો કરીને કે અનેક પ્રકારના અન્યાય કરીને એકદમ શ્રીમાન થઈ જાય છે, બંગલાઓ બાંધે છે, ગાડી, ઘોડા કે મોટર ફેરવે છે, પોતાની સ્ત્રીઓને ઉત્તમ પ્રકારના મૂલ્યવાન વસ્ત્રો અને અલંકારોથી ઢાંકી દે છે, અને આવા જ વિભવોને પ્રાપ્ત કરીને પોતે શ્રીમાન સ્થિતિમાં આવ્યા છે એમ માનીને જગતને પોતાની મહત્તા દર્શાવે છે, પરંતુ આ કોઈ પણ પ્રકારે ઉચિત નથી તેમ જ હિતકર પણ નથી જ

આ પ્રમાણે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી, એ એક આર્યને શોભે તેમ નથી. અને આ પ્રમાણે તેને સિદ્ધ કરવાથી જે ઊંચું સુખ લેવા ધાર્યું હોય છે, તે પણ લઈ શકાતું નથી. કારણ કે, વસ્તુતઃ સુખ એ, જોકે જણાય છે છતાં બાહ્ય વસ્તુઓમાં રહેલું નથી, પણ અંતરમાં જ, મનમાં જ રહેલું છે. અને ઉપર પ્રમાણે પ્રપંચ, અનીતિ કે અન્યાય વડે મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઈચ્છનારને હૃદયમાં એક પ્રકારનું શલ્ય રહ્યા જ કરે છે, અને તેમને જગતમાં અનેક પ્રકારની અનુકૂલતા છતાં કે, સંપત્તિ પ્રાપ્ત છતાં તેમને સુખનુ ભાન નથી જ થતું. મનુષ્યના હૃદયમાં આત્મારૂપી પરમાત્મા રહેલા છે, જે સર્વજ્ઞ છે, અને તે આવા મનુષ્યનાં સર્વ કર્મને રૂડી રીતે જાણે છે, અને તે અવિહિત માર્ગે ગમે તો ઈન્દ્રની પદવીને પ્રાપ્ત કરે તોપણ તેમને તે વાસ્તવસુખનો અનુભવ કરવા દેતા નથી.

વળી આ પ્રમાણે અવિહિત માર્ગે સિદ્ધ કરેલી મહત્ત્વાકાંક્ષા દીર્ઘ સમય ટકતી પણ નથી. તેથી જેમને નિત્યનું સુખ જોઈએ છીએ, તથા જેમને પોતાની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિને ચિરસ્થાયી કરવી છે, તેમણે કેવલ વિહિત માર્ગે જ તેની સિદ્ધિ કર્તવ્ય છે. અને આ પ્રમાણે નહિ કરતાં જે અવિહિત માર્ગે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે તે આગળ વધતા નથી, પણ પાછા જ હઠે છે, અને તે સુખને પામતા નથી, પણ દુઃખને જ પામે છે.

અથવા ધારો, કે આ પ્રમાણે અવિહિત માર્ગે અને ચારિત્ર્યને દૂષિત કરીને પણ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઈ શકે છે. પરંતુ તેમ થવામાં જે પ્રકારનો મનુષ્યનો અનેકવિધ વિકાસ થવાનો હોય છે તે થતો નથી; જ્યારે જે ચારિત્ર્યને સાથે રાખીને અર્થાત્ ચારિત્ર્યને વિશુદ્ધ રાખીને અને તેને ઉત્તરોત્તર ઉચ્ચ કરવાની સાથે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરે છે તેનો અનેકવિધ વિકાસ થાય છે, અને તે ઉંચા પ્રકારના સુખને અનુભવે છે.

નિર્ધન રહેવાનું હોય તો ભલે રહેવાય, નોકરીમાં ઊંચી પદવીએ ન ચઢી જવાનું હોય તો ભલે તેમ થાય, કે પોતાની મહત્ત્વાકાંક્ષા કદાચ સિદ્ધ

ન થતી હોય તો ભલે તેમ થાય, પરંતુ ચારિત્ર્યને કદી પણ દૂષિત થવા દો નહિ. ચારિત્ર્ય એ એક એવી વસ્તુ છે, કે તે ધર્મની પેઠે હમારી સાથે નિત્ય રહેશે, અને તમને વાસ્તવસુખથી જોડશે.

તમારા ચારિત્ર્યને શુદ્ધ સ્ફટિક જેવું નિર્મલ રાખો. તેમાં એક પણ ડાઘ પ્રાણાંતે પણ પડવા દો નહિ. જગતમાં બીજી ગમે તેટલી હાનિ થાય તો પણ તેને સહન કરી લેજો પણ ચારિત્ર્યને દૂષિત થવા દેશો નહિ. ચારિત્ર્ય વિના તમે બીજું ગમે તે પ્રાપ્ત કરશો, પણ તેને નિરર્થક સમજજો; જ્યારે તમે કદાચ બીજું કંઈ ન પ્રાપ્ત કરી શકો તો તેની ચિંતા નથી, પણ જો તમે ચારિત્ર્યને પ્રાપ્ત કર્યું છે તો તમે સર્વ પ્રાપ્ત કર્યું છે એમ સમજજો.

ઘણા સાધારણ સ્થિતિના મનુષ્યો ચારિત્ર્યને વિસારીને પોતાનું માથું જગતમાં ઊંચું કરવા પ્રયત્ન કરે છે. પણ તેમાંના ઘણા તો બંનેથી ભ્રષ્ટ થાય છે, અર્થાત્ તે નથી તો ચારિત્ર્યને પ્રાપ્ત કરી શકતા, કે નથી તો ઊંચી સ્થિતિને પ્રાપ્ત કરી શકતા. પરંતુ આવા સાધારણ અથવા નિકૃષ્ટ સ્થિતિના મનુષ્યો જો ચારિત્ર્યને દૂષિત ન થવા દેવાનો આગ્રહ રાખે છે તો તેમને કદાચ જગતમાં ઊંચી સ્થિતિ નથી પ્રાપ્ત થતી, તો પણ તે એક સ્થિતિને પ્રાપ્ત થાય છે, કે જે જગતમાં મોટા ગણાતા મનુષ્યોને પણ પ્રાપ્ત હોતી નથી.

આજે જ્યાં ત્યાં મનુષ્યો ચારિત્ર્યરહિત જ જોવામાં આવે છે. પૂર્વની આપણા દેશની સ્થિતિમાં અને આજની સ્થિતિમાં એ જ અંતર છે, કે પૂર્વે આપણા દેશમાં એકે એક ચારિત્ર્યસંપન્ન પુરુષો હતા. જ્યારે આજે મોટે ભાગે ચારિત્ર્યથી રહિત મનુષ્યો જોવામાં આવે છે. દેશના વિનિપાતનું આ એક મોટું ચિહ્ન જ છે.

આજે એક વ્યાપારીને જુઓ, એક કારકુન, કે અમલદારને જુઓ, એક રાજાને જુઓ, કે ઇતર શાખાના કોઈ મનુષ્યને જુઓ, પણ તેનામાં ચારિત્ર્યની પ્રથમ જ ખામી જણાશે. આજે એમ મનાય છે, કે પ્રજા પૂર્વના સૈકા કરતાં ઘણી સુધરી છે. કારણ કે પૂર્વની પ્રજા જંગલી હતી અને આજની પ્રજા તો ઘણી કેળવાઈ ગઈ છે, તથા પૂર્વે આગગાડી,

સ્ટીમરો, વીજળી વગેરેની શોધ પણ થયેલી ન હતી, અને આજે તેવી અનેક શોધ થયેલી છે. પરંતુ આ માનવું અમને વાસ્તવિક જણાતું નથી. કયાં છે? અમારા પૂર્વના જેવાં ઉત્તમ દેવસદૃશ ચારિત્ર્યસંપન્ન સ્રીપુરુષો આજે કયાં છે? ભલે પ્રજા વીજળીના વેગથી આગળ વધતી, કે પોતાની પ્રગતિ કરતી જણાતી હોય, પરંતુ જો તે ચારિત્ર્યવિહીન છે તો તેની પ્રગતિ નિરર્થક જ છે; આ સર્વ વર્તમાન પ્રજાની પ્રગતિ ધૂળ ઉપર લીંપણ જેવી છે, અને તે ઝાંઝવાના જળ જેવી છે. પ્રજામાં, અસંખ્ય તારાઓમાં જેમ એક ચંદ્રમાની પેઠે કોઈ કોઈ ચારિત્ર્યસંપન્ન પુરુષો છે. પણ તેથી શું? પ્રજાનો મોટો ભાગ તો ચારિત્ર્યરહિત જોવામાં આવે છે, તો પછી પ્રજાની સ્થિતિ સુધરે છે, એમ કેવી રીતે કહી શકાશે? પૂર્વે જ્યારે ચારિત્ર્યસંપન્ન સ્રીપુરુષો ઘેરઘેર હતાં, જ્યારે આજે તેમનો મોટો દુષ્કાળ પડયો છે, અને તેમાં વૃદ્ધિ થતી જાય છે!

તેથી જો તમારે જે જીવનમાં કંઈ જ ઢંગધડો નથી, એવા જીવનને તિલાંજલિ આપીને સ્થિર જીવનયુક્ત ચારિત્ર્યસંપન્ન થવું હોય તો, તમારી પ્રવૃત્તિમાત્રના તમે નિયામક થાઓ, અને કેવળ વિહિત માર્ગે જ તમારી સર્વ પ્રવૃત્તિને થવા દો.

**सपदि विलयमेतु राज्यलक्ष्मीः उपरि पतंत्वथवा कृपाणधाराः।**
**मपहरतुतरां शिरः कृतांतो, मम तु मति न मानागपैतु धर्मात्॥**

ભાવાર્થ—મારી રાજ્યલક્ષ્મી ભલે સત્વર નાશ પામો, અથવા ઉપરથી શસ્ત્રની ધારા પાડો, યમરાજ શિરનો ભલે ઉચ્છેદ કરો, પરંતુ મારી મતિ લેશ પણ ધર્મથી ચળો નહિ—આ શ્લોકમાં જે ઉચ્ચ ભાવ દર્શાવેલો છે, તે ઉચ્ચ ભાવથી તમારા જીવનને ઓતપ્રોત થવા દેજો. લક્ષ્મી જાવ, તીવ્ર કષ્ટ પડે, કે છેવટે આ પ્રાણ જાય, તોપણ ધર્મથી ચળશો નહિ, અને ચારિત્ર્યને દૂષિત થવા દેશો નહિ. અને આ પ્રમાણે થતાં ધારો, કે તમારી મહત્ત્વાકાંક્ષા વર્તમાન જન્મમાં ન સિદ્ધ થઈ, તોપણ તેની ચિંતા નથી. તમે જો તમારા ચારિત્ર્યને વિશુદ્ધ રાખ્યું છે તો તમે કરવા યોગ્ય સર્વ કર્યું છે, એમ ખાતરીથી માનજો, અને સંતુષ્ટ રહેજો. જગતમાં મનુષ્યનું આ જ પ્રધાન કર્તવ્ય છે.

મનુષ્યો ધારે છે, કે પોતાની ઉન્નતિ કરવા માટે સેંકડો પુસ્તકો વાચવાની જરૂર છે, તે ધારે છે, કે તેને માટે મોટા પર્વતોને ઓળગવાની જરૂર છે, તે ધારે છે કે, તેને માટે આખી પૃથ્વી ફરી વળવાની જરૂર છે, અને આ જ પ્રમાણે તે માને છે, કે ઉન્નતિને માટે આવી જ કઈ સેંકડો વસ્તુઓ કરવાની છે પણ વસ્તુત તેને માટે આવુ કશુ જ કરવાનુ નથી

શ્રીમાન શકર ભગવાને જેમ ब्रह्मसत्य जगन्मिथ्या, એ આઠ અક્ષરના સૂત્રમા જ જેમ વેદાન્તનો સાર જણાવી દીધો છે તેમ, અમે કહીએ છીએ, કે મનુષ્યે પોતાની વાસ્તવ ઉન્નતિ માટે બીજુ લાબુ કઈ જ કરવાનુ નથી પણ માત્ર પોતાના ચારિત્ર્યને જ વિશુદ્ધ અને ઉત્તમ કરવાનુ છે જો મનુષ્ય આ કાર્ય જ ઉત્તમ પ્રકારે કરે છે તો તેની ઉન્નતિ સિદ્ધવત જ છે પોતાના ચારિત્ર્યને ઉત્તમ કરનારનો વ્યવહાર પરમાર્થ પણ સહજ સિદ્ધ જ થાય છે અથવા ધારો, કે તે જગતની દૃષ્ટિથી સિદ્ધ થયેલો ન જણાય તોપણ તે ઉત્તમ પ્રકારે જ સિદ્ધ થયેલો છે, એ નિર્વિવાદ રીતે સિદ્ધ છે

શ્રીરામચદ્રજીએ પોતાના પિતાનુ વચન પાળવા માટે રાજ્યનો ત્યાગ કરીને ચૌદ વર્ષનો વનવાસ સેવ્યો છે, પાડવોએ પોતે પણ તે જ પ્રમાણે પોતાનુ વચન સત્ય કરવા માટે વનમા નિવાસ કર્યો છે નળરાજાએ પણ તે જ પ્રમાણે પોતાના રાજ્યને સત્યને માટે ત્યજ્યુ છે, હરિશ્ચદ્રે પણ સત્યને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો છે, અને આ જ પ્રમાણે પૂર્વે અનેક મહાપુરુષોએ પ્રાણપ્રિય ચારિત્ર્યને માટે ઈતર સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને સહેવા પડે તેટલા કષ્ટ સહ્યા છે, પણ તેને દૂષિત થવા દીધુ નથી, તે જ પ્રમાણે તમે પણ તમારા ચારિત્ર્યને લેશ પણ દૂષિત થવા દેશો નહિ અને શુ તમે એમ ધારો છો, કે કદાચ તમે તમારા ચારિત્ર્યને દૂષિત થવા દઈને આ લોકમા મોટી ગણાતી ગમે તેટલી ઉચ્ચ સ્થિતિ મેળવો, તોપણ આ પુરુષોની સ્થિતિના લાખમા ભાગને પણ તમે પ્રાપ્ત થઈ શકશો? કદિ કાળે પણ નહિ જ તેથી જો તમે તમારી વાસ્તવ ઉન્નતિને ઈચ્છતા હો, અને

વાસ્તવ હિતને, કે સુખને ઇચ્છતા હો, તો તમારા ચારિત્ર્યને નિરંતર વિશુદ્ધ રાખવા યત્નશીલ રહેજો

ચારિત્ર્યવિનાની શ્રીમાન સ્થિતિ કરતાં, ચારિત્ર્ય વિનાની ઐશ્વર્ય કે અધિકારવાળી સ્થિતિ કરતાં અને ચારિત્ર્યવિનાની એક નૃપતિની સ્થિતિ કરતાં ચારિત્ર્યવાળી નિર્ધનમાં નિર્ધનની, નિકૃષ્ટમાં નિકૃષ્ટ અને એક ભિખારીની સ્થિતિને ઉત્તમ ગણજો.

આજે આનું ખાધું, કાલે તેનું ખાધું, આજે આ ખાધું કાલે તે ખાધું, આજે આમ બોલ્યા, કાલે તેમ બોલ્યા, આજે આમ ચાલ્યા, કાલે તેમ ચાલ્યા, એ પ્રકારનું અર્થ અને ઉદ્દેશરહિત ચારિત્ર્યવિહીન જીવન પશુથી પણ નિકૃષ્ટ છે, એમ સમજો, અને જેમાં કોઈ ઉચ્ચ ઉદ્દેશ રહેલો છે, એવા સ્થિર પ્રવૃત્તિવાળા ઉન્નતિપ્રદ અને સુખપ્રદ ચારિત્ર્યયુક્ત જીવનને જ આર્ય પુરુષે સેવવા યોગ્ય છે, એમ દૃઢ કરી માનો અને તે પ્રમાણે વર્તો.

ચારિત્ર્યવાળા જીવનમાં કષ્ટ હોય છે, એ સિદ્ધ વાર્તા છે, પણ તેનાં સુખ પણ તેવાં જ હોય છે. મનુષ્યો આજે જેમાં કંઈપણ કષ્ટ નથી પડતું એવા ચારિત્ર્યથી રહિત જીવનમાં ઝટ પ્રવેશ કરે છે, પણ તે અનુચિત જ છે. કષ્ટવાળા જીવનમાં ઊંચે ચડાય છે અને ગમે તે પ્રકારના જીવનમાં હમેશાં નીચે જ ઊતરાય છે. તેથી કષ્ટ પડે તો તેને સહન કરીને પણ ચારિત્ર્યને રક્ષી રહેજો, અને ઊંચે ચડજો.

આજે પ્રજાનાં આયુષ ટૂંકાં થઈ જવાથી એક આ પણ એક ભ્રાંતિ પ્રજાને સહજ થવા પામી છે, જે મનુષ્યો કુટિલ હોય છે અને પ્રપંચી હોય છે, તેમની તે પ્રકારની અનાર્ય કુશલતા વડે વ્યવહારમાં ઊંચી સ્થિતિને પ્રાપ્ત કરે છે, અને તે અલ્પ સમયમાં આજે મનુષ્યોનું આયુષ ઓછું હોવાને લીધે મરણને શરણ થઈ રહે છે, અને તેમની અવિહિત પ્રવૃત્તિ કે પ્રપંચનું ફળ તેમને શું મળે છે, તે જગત જોઈ શકતું નથી; તેમ જ જે સદાચારી

મનુષ્યો છે તેમને આરમ્ભમાં કષ્ટ પડે છે તથા તેમને નિકૃષ્ટ સ્થિતિમાં વ્યવહારમાં પડી રહેવું પડે છે, પરન્તુ તેમના સબંધમા આવી સ્થિતિ કઈ નિરતર બની રહેતી નથી યોગ્ય કાલે તેમને ઉત્કૃષ્ટ સ્થિતિ તેમના સદાચારના ફળરૂપે મળે છે જ પરન્તુ તેમનું આયુષ ટૂ કુ હોવાથી તે આ જગતમાથી ચાલ્યા જાય છે, અને તેથી જગતને એ ભ્રાતિ સહજ થાય છે, કે દુરાચારીને દુષ્કર્મનુ અને સદાચારીને સત્કર્મનુ ફળ કેમ નથી મળતુ, અથવા મળતુ હશે, કે કેમ? પરન્તુ આ પ્રકારની ભ્રાતિ થવામા પ્રજાના અલ્પ આયુષ પણ કારણ ભૂત છે જો પ્રજાનુ આયુષ હજાર વર્ષનુ હોય તો આ જન્મમાં જ અને આ લોકમા જ જગતને જણાઈ આવે, કે અમુક કર્મનુ ફળ શુ મળે છે પણ પ્રજાના આયુષ ટૂ કા હોવાને લીધે કર્મનો વિપાક થાય તે પૂર્વે તો તે મરણને શરણ થાય છે, જેથી ક્યા કર્મનુ કયુ ફળ મળે છે, તે જગતને તેમ જ તેને વર્તમાન સમયમાં સ્પષ્ટ થતુ નથી પરન્તુ તેટલા ઉપરથી એવો નિશ્ચય કઈ સ્થાપી શકાતો નથી, કે ખોટાનું ફળ સારુ મળે છે, અને સારાનું ફળ ખોટુ મળે છે અથવા ખોટાનુ ખે ટુ ફળ નથી મળતું વા સારાનું સારુ ફળ નથી મળતું કર્મફળપ્રદાતા સત્તા આ જગતમા સર્વજ્ઞ છે અને તે યોગ્યા યોગ્ય ફળને જ ચોક્કસપણે પ્રગટાવે છે તેથી આવી ભ્રાતિને વશ થવાનું કઈ જ વિચારશીલને પ્રયોજન નથી સત્કૃતિનું ફળ શુભ જ મળનાર છે, એમ દૃઢ માનીને વિવેકીએ સત્કૃતિથી કદી પણ ભ્રષ્ટ થવુ ઉચિત નથી જે આજે દુષ્કૃતિ વા અવિહિત પ્રવૃત્તિ કરે છે તેમને યોગ્ય સમયે, કદાચ આજે તેનુ ફળ ન મળતું જણાય તોપણ—યોગ્ય ફળ મળશે જ, એમ ધારીને તેવી કૃતિમા બુદ્ધિમાને પ્રાણાતે પણ પ્રવેશ કર્તવ્ય નથી

પૂર્વે જ્યારે ચારિત્ર્યસપન્ન સ્રીપુરુષો હતા ત્યારે તેમની પ્રજા પણ ચારિત્ર્યસપન્ન થતી હતી, અને આજે ચારિત્ર્યથી રહિત પ્રજા જેવામા આવે છે તો તેમની પ્રજા પણ તેવી જ થતી જેવામાં આવે છે આપણા દેશની સ્થિતિ આપણને સુજ્ઞાત જ છે, કે પૂર્વના જેવા ચારિત્ર્યસપન્ન સ્રીપુરુષો આપણા દેશમાં આજે નથી જ પાકતાં, અને તે જ પ્રમાણે યુરોપ આદિ દેશોમાં પણ ત્યાના વિદ્વાનો એ જ પોકાર કરી રહ્યા છે, કે ‘પ્રજાની ઉન્નતિ

થાય છે એમ આજે માનવામાં આવે છે, પણ તે ભૂલ છે; કારણ કે પૂર્વના જેવાં સ્ત્રીપુરુષો હવે પાકતાં નથી, અને પ્રજાની અવનતિ જ પ્રતિદિન થતી જોવામાં આવે છે,' આ પ્રમાણે સર્વત્ર પ્રજાની અવનતિ જ થતી જણાય છે. આ અવનતિથી આપણે પોતે બચીને આપણી ભવિષ્યની પ્રજાને બચાવવાનો એક જ માર્ગ છે, કે આપણે ચારિત્ર્યસંપન્ન થવું. જો આપણે ચારિત્ર્યસંપન્ન નહિ થઈશું તો આપણી પ્રજા પણ તેવી જ થશે અને હજી પણ તેમની અવનતિ થતાં તે અનેક દુઃખોને ભોગવી વિનાશને જ પામશે. તેથી આપણા પોતાના હિતને માટે અને સુખને માટે તથા ભવિષ્યની આપણી પ્રજાના હિતને માટે તથા સુખને માટે સહેવાં પડે તેટલાં કષ્ટ સહીને પણ આપણે ચારિત્ર્યસંપન્ન થવાની અનિવાર્ય અગત્ય છે.

ઘણા મનુષ્યો સમજે છે, કે તિલક જેવા, કે ફીરોજશા મહેતા જેવા, કે એવા જ બીજા રાજ્ય–વિષયક (પોલિટિકલ) બાબતમાં આગળ પડીને ભાગ લેનાર જ મોટા પુરુષો થઈ શકે છે. પરંતુ આ સમજવાનું યથાર્થ નથી જ. બધાએ તિલક કે ફીરોજશા મહેતા થવાની કશી અગત્ય નથી. સૌ સૌને માટે પોતપોતાના અધિકારાનુસાર એક ક્ષેત્ર નિર્માણ થયેલું છે, તેમાં પ્રગતિને કરતાં તે પણ મહાપુરુષ થઈ શકે છે, તેમના જેટલી કીર્તિ મેળવી શકે છે, અને અન્યનું તેટલું જ, કે તેથી પણ વિશેષ હિત કરી શકે છે. આ ક્ષેત્ર તે ચારિત્ર્યનું છે. અને આ ક્ષેત્રમાં મનુષ્યો સત્ય, નીતિ, ભક્તિ, અહિંસા વગેરે વિવિધ શાખામાં તેનું તેનું સર્વોત્તમ પ્રકારે પાલન કરીને પોતાને અદ્વિતીય કહેવરાવે છે તો તેમણે તિલક કે ફીરોજશા મહેતા કરતાં કાંઈ ઓછું કર્યું છે, એમ નહિ જ કહી શકાય. તેથી ગરીબમાં ગરીબ મનુષ્ય પણ આપણા દેશમાં, કે અન્ય દેશમાં ધારે તો દેશના કલ્યાણ માટે આજે રાજ્ય-દ્વારી વિષયમાં આગળ પડતો ભાગ લઈને મોટા ગણાતા મનુષ્યો જેટલું જ કે તેથી પણ વિશેષ કરી શકે છે, સ્વલ્પમાં એ જ, કે પ્રત્યેક મનુષ્યે ચારિત્ર્ય-સંપન્ન થવાની અગત્ય છે, અને તે જો તે કરે છે તો તેણે સ્વપરહિતાર્થે કરવા યોગ્ય કર્યું છે જ.

એક અંગ્રેજ મુસાફર પૂર્વે આપણા દેશમાં આવ્યા હતા અને તે પોતાની તવારીખમાં લખી ગયા છે કે 'આઈ હેવ સીન ફેસ ટુ ફેસ એ નેશન ઓફ ફિલોસોફર્સ—મેં મારાં પ્રત્યક્ષ નેત્રોએ તત્ત્વવિદોથી ભરેલો એક દેશ જોયો છે.' આ પુરુષના લખવા પ્રમાણે પૂર્વે આપણા દેશમાં ઘેરેઘેર આવી ચારિત્ર્યસંપન્ન પ્રજા જોવામાં આવતી હતી. તેને ઠેકાણે આજે આખા દેશમાં ફરી વળતાં અસંખ્ય તારાગણમાં રહેલા એક ચંદ્રમાની પેઠે ખૂણેખાંચરે કોઈ કોઈ જ એવી વ્યક્તિઓ જોવામાં આવે છે, એ દેશના વિનિપાતનું સામાન્ય ચિહ્ન નથી! પરમાત્મા આ પ્રજાને તેની પૂર્વની દેવસદૃશ સ્થિતિમાં સ્થાપો, એ જ તેમના પ્રતિ સાચા હૃદયની પ્રાર્થના છે.

હાલમાં દેશોદય કરવા ઇચ્છનાર મનુષ્યો તેને માટે કળાકુશળતાની ઘણી જરૂર છે, ફરજિયાત કેળવણીની વધારે જરૂર છે, બેન્કોની જરૂર છે, વિજ્ઞાનની જરૂર છે, સ્વરાજ્યની જરૂર છે, સ્વતંત્રતાની જરૂર છે અને આવી બીજી અનેક પ્રકારની જરૂર છે, એમ આક્ષેપ કરીને કહી રહ્યા છે. આ વસ્તુઓની પણ જરૂર છે, તેની ના નથી. પણ આ સર્વમાં જેની વિશેષ જરૂર છે, તેવી વસ્તુ તે ચારિત્ર્ય છે. ચારિત્ર્ય પ્રાપ્ત થતાં અન્ય સર્વ સહજ પ્રાપ્ત થઈ રહે છે. ચારિત્ર્યથી આ લોક અને પરલોક ઉભય સુખપ્રદ થાય છે.

શ્રીમાન્ ગાંધી કે જેમને અનેક વખત આફ્રિકાની સરકારે કેદમાં નાખ્યા હતા, તથા જેમના અભિપ્રાય અને વર્તનને અનુકૂલ નહું જણાવ્યું, છતાં પણ ત્યાંના અધિકારીઓ એકમતે કબૂલ કરતા હતા, કે તે એક ઉત્તમ ચારિત્ર્યસંપન્ન પુરુષ છે. આવાં અને આથી પણ અનેક ગુણ ચારિત્ર્યસંપન્ન સ્ત્રીપુરુષો આપણા દેશમાં પાકવાની જરૂર છે. કલકત્તેથી રેવરન્ડ સેન્ટ એન્ડ્રુસ જેવા જ્યારે પ્રથમ તેમને આફ્રિકામાં મળવા ગયા ત્યારે તેમણે તેમને પગે પડીને તેમની ચરણરજને પોતાને મસ્તકે અનેક યુરોપીયનોના દેખતાં ચઢાવી હતી. આ જ પ્રમાણે ચારિત્ર્યસંપન્ન પુરુષો સર્વત્ર પૂજ્યત્વને અને સંમાનને પાત્ર થાય છે જ.

તમે ગમે તેટલા શ્રીમાન્ હો, ગમે તેટલા ધીમાન હો, કે તમે ગમે તેટલા અધિકારને પ્રાપ્ત હો, પરંતુ જો તમારામાં એક ચારિત્ર્ય નથી તો તમારામાં કંઈ જ નથી એમ નિશ્ચય સમજો. ચારિત્ર્ય વિના આ સૌ એકડા વિનાના મીંડા જેવું છે. અને જો તમે ચારિત્ર્યને પ્રાપ્ત છો તો તમે સર્વસ્વને પ્રાપ્ત છો, એ સત્ય કરીને સમજજો. ચારિત્ર્યનો કદી પણ હ્રાસ થવા દો નહિ. સર્વ સમયમાં તેને પ્રાણતુલ્ય ગણીને રક્ષી રહો.

લોર્ડ કર્ઝને હિંદુસ્તાનની પ્રજાને માટે પૂર્વે એક વખત આરોપ કર્યો હતો, કે હિંદુઓ જૂઠા (લાયર્સ) છે. આ વખતે આખું હિંદુસ્તાન કકળી ઊઠયું હતું અને શું બીજી પ્રજાઓ તેવા દોષવાળી નથી, એવો આક્ષેપ કરવાને તત્પર થઈ ગયું હતું. આપણી પ્રજાના કોઈ દોષનું દર્શન કરવાને અમારે કહેવાનું નથી, પણ આપણી પ્રજાએ પાછા વળીને પોતાના પ્રતિ જોવું ઘટે છે કે આ આક્ષેપ જે તેમણે કર્યો હતો તેમ કરવામાં કંઈ વાસ્તવિક હતું કે કેમ? બીજી પ્રજાઓ ગમે તેવી હોય, તેથી આપણે શું? આપણે જો સુધરવું હોય તો આપણી પોતાની જ અપૂર્ણતા પ્રતિ આપણે દૃષ્ટિ કરવી અને તેને દૂર કરવી, એ જ હિતકર છે. હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, નળરાજા અને એવી બીજી સત્યવ્રતનું પાલન કરનારી આપણા દેશમાં આજે કેટલી વ્યક્તિઓ છે? એક પણ નહિ જ. તેથી જો આપણા પોતાના પ્રતિ આપણે પાછા વળીને જોઈશું તો જણાશે કે, આપણે ઘણા નીચે ઊતરી ગયા છીએ, તથા ચારિત્ર્યવિહીન થઈ રહ્યા છીએ.

ક્યાં છે? આપણા દેશમાં આજે ધર્મ, અર્જુન, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, સીતા, દમયંતી, તારામતી, અનસૂયા, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય, પ્રતાપ સિંહ, શિવાજી, બુદ્ધ, શંકર, ઔરંગ, તુકારામ, કબીર, નરસિંહ મહેતા, મીરાંબાઈ, હરિશ્ચંદ્ર અને એવી બીજી હજારો ઉત્તમોત્તમ ચારિત્ર્યસંપન્ન વ્યક્તિઓ ક્યાં છે? આવી ચારિત્ર્યસંપન્ન વ્યક્તિઓનો આપણા દેશમાં કંઈ વખતથી દુકાળ પડેલો છે, એ વાર્તા અસત્ય છે શું? લેશ પણ નહિ જ. તેથી આપણી પ્રજાને આજે ઉત્તમ ચારિત્ર્યને પ્રાપ્ત કરવાની અનિવાર્ય અગત્ય છે.

એક અંગ્રેજ મુસાફર પૂર્વે આપણા દેશમાં આવ્યા હતા અને તે પોતાની તવારીખમાં લખી ગયા છે કે 'આઈ હેવ સીન ફેસ ટુ ફેસ એ નેશન ઓફ ફિલોસોફર્સ—મેં મારાં પ્રત્યક્ષ નેત્રોએ તત્ત્વવિદોથી ભરેલો એક દેશ જોયો છે.' આ પુરુષના લખવા પ્રમાણે પૂર્વે આપણા દેશમાં ઘેરેઘેર આવી ચારિત્ર્યસંપન્ન પ્રજા જોવામાં આવતી હતી. તેને ઠેકાણે આજે આખા દેશમાં ફરી વળતા અસંખ્ય તારાગણમાં રહેલા એક ચંદ્રમાની પેઠે ખૂણેખાંચરે કોઈ કોઈ જ એવી વ્યક્તિઓ જોવામાં આવે છે, એ દેશના વિનિપાતનું સામાન્ય ચિહ્ન નથી! પરમાત્મા આ પ્રજાને તેની પૂર્વની દેવસદૃશ સ્થિતિમાં સ્થાપો, એ જ તેમના પ્રતિ સાચા હૃદયની પ્રાર્થના છે.

હાલમાં દેશોદય કરવા ઇચ્છનાર મનુષ્યો તેને માટે કળાહુન્નરની ઘણી જરૂર છે, ફરજિયાત કેળવણીની વધારે જરૂર છે, બેન્કોની જરૂર છે, વિજ્ઞાનની જરૂર છે, સ્વરાજ્યની જરૂર છે, સ્વતંત્રતાની જરૂર છે અને આવી બીજી અનેક પ્રકારની જરૂર છે, એમ આઘોષ કરીને કહી રહ્યા છે. આ વસ્તુઓની પણ જરૂર છે, તેની ના નથી. પણ આ સર્વમાં જેની વિશેષ જરૂર છે, તેવી વસ્તુ તે ચારિત્ર્ય છે. ચારિત્ર્ય પ્રાપ્ત થતાં અન્ય સર્વ સહજ પ્રાપ્ત થઈ રહે છે. ચારિત્ર્યથી આ લોક અને પરલોક ઉભય સુખપ્રદ થાય છે.

શ્રીમાન્ ગાંધી કે જેમને અનેક વખત આફ્રિકાની સરકારે કેદમાં નાખ્યા હતા, તથા જેમના અભિપ્રાય અને વર્તનને અનુકૂલ નતું ગણાર્યું, છતાં પણ ત્યાંના અધિકારીઓ એકમતે કબૂલ કરતા હતા, કે તે એક ઉત્તમ ચારિત્ર્યસંપન્ન પુરુષ છે. આવાં અને આથી પણ અનેક ગુણ ચારિત્ર્યસંપન્ન સ્ત્રીપુરુષો આપણા દેશમાં પાકવાની જરૂર છે. કલકત્તેથી રેવરન્ડ સેન્ટ એન્ડ્રુસ જેવા જ્યારે પ્રથમ તેમને આફ્રિકામાં મળ્યા હતા ત્યારે તેમણે તેમને પગે પડીને તેમની ચરણરજને પોતાને મસ્તકે અનેક યુરોપીયનોના દેખતાં ચડાવી હતી. આ જ પ્રમાણે ચારિત્ર્યસંપન્ન પુરુષો સર્વત્ર પૂજાત્વને અને સંમાનને પાત્ર થાય છે જ.

પ્રજા આજે જે પ્રકારના બળને ઇચ્છે છે, તે પ્રકારનું અને તેથી સહસ્રગુણ ઉત્કૃષ્ટ પ્રકારનું દેવકોટિ અને ઈશ્કોટિમાં પ્રાપ્ત થતું લૌકિક અલૌકિક બળ ઉત્તમ પ્રકારના ચારિત્ર્ય વડે જ પ્રાપ્ત થાય છે. પૂર્વે પ્રજા વિલક્ષણ જ્ઞાનૈશ્વર્યસંપન્ન હતી, તેનું કારણ એ હેતુ, કે તે ઉત્તમ પ્રકારના ચારિત્ર્યવાળી હતી. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં સર્વજ્ઞ અને સર્વશક્ત ઈશ્વર, અંતર્યામીરૂપે રહેલા છે, અને તે પોતાનાં જ્ઞાનૈશ્વર્યને ત્યારે જ પ્રગટ કરે છે, કે જ્યારે મનુષ્ય ઉત્તમ ચારિત્ર્યયુક્ત જીવનને આશ્રે છે.

ઉત્તમ ચારિત્ર્ય એ વિવિધ પ્રકારનાં લૌકિક અલૌકિક જ્ઞાન તથા ઐશ્વર્યને પ્રકટ કરવાની પ્રણાલિકા છે. જે આ પ્રણાલિકાનો સ્વીકાર કરે છે, તે તેને પ્રાપ્ત કરે છે, અને જે તેનો ત્યાગ કરે છે, તે તેનાથી સહસ્ર યોજન દૂર જ રહે છે. ઉત્તમ પ્રકારના ચારિત્ર્ય વડે મનુષ્ય વ્યવહાર પરમાર્થને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરે છે, તે લૌકિક અલૌકિક બળને પ્રાપ્ત થાય છે, અપૂર્વ અને વાસ્તવ સુખશાંતિને વરે છે, પોતાની પાછળની પ્રજાનું પરમ કલ્યાણ કરવામાં નિમિત્ત થાય છે, અને પરિણામે અતિ અલ્પ સમયમાં આ વિશ્વમાં શિખરરૂપ જે સ્થિતિ મનાઈ છે તેને પ્રાપ્ત થઈ રહે છે. તેથી સ્વપરના હિતાર્થે તથા વાસ્તવ સુખના ભોગાર્થે અને સ્વપરની વાસ્તવ પ્રગતિ અને ઉન્નતિને અર્થે એક ચારિત્ર્ય જ પ્રાપ્તવ્ય છે.

વર્તમાન આર્ય પ્રજાનું જીવન મોટે ભાગે ચારિત્ર્ય રહિત જોવામાં આવે છે તથા પ્રતિદિન તેનો હ્રાસ થતો જાય છે, એ શોકાસ્પદ જ છે! આ પ્રકારનું જીવન એક આર્યને શોભે તેવું નથી જ આપણે આર્ય છીએ. આર્ય શબ્દમાં જે ગૌરવ અને જે વિશાલ ભાવ રહેલાં છે તે વિલક્ષણ છે. આપણે વસિષ્ઠ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય જેવાનાં દેવોથી અત્યંત ઉત્કૃષ્ટ, નિઃશે-

જો આપણે સાવધ થઈને આપણા મૂળ પ્રભવસ્થાન પ્રતિ દૃષ્ટિ કરીશું અને ઊંચે ચડવાને પ્રયત્ન કરીશું, તો આ સૃષ્ટિના કોઈ ગહન નિયમ પ્રમાણે હજી પણ આપણા હૃદયના અત્યંત ઊંડા પ્રદેશમાં આપણા પૂર્વજોના સંસ્કાર ગુપ્ત અને સુપ્ત પડેલા છે, તેમને જાગ્રત કરીને આપણે ક્રમે ક્રમે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થઈ શકીશું જ. અને આને માટે બે જ વસ્તુની પ્રધાનપણે જરૂર છે. એક મહત્ત્વાકાંક્ષા અને અન્ય ઉત્તમ ચારિત્ર્ય. તેથી જો આપણું પોતાનું અને આપણા અંશરૂપ આપણી ભાવિ પ્રજાનું હિત આપણને વહાલું હોય તો આપણે ચારિત્ર્યને પ્રાપ્ત કરવાની અત્યંત આવશ્યકતા છે.

જો તમને રામનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, તમને યુધિષ્ઠિરનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, ભરતનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, સીતાનું રુચતું હોય તો તેવાં, દમયંતી કે તારાનું રુચતું હોય તો તેવાં, શિવાજીનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, હરિશ્ચંદ્રનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, બુદ્ધનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, વિશ્વામિત્રનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, કે એવા મહાપુરુષો અને દેવી સ્ત્રીઓમાંથી જેમનું ચરિત્ર રુચતું હોય તેવાં થવાને યત્ન કરો. આ સ્ત્રીપુરુષોનાં ચરિત્રને તમે ન જાણતા હો તો આપણાં શાસ્ત્રમાંથી તેમને જાણો અને તેમાંથી તમને જેમનું ચરિત્ર રુચતું હોય તેવાં થવાને તમારાથી વર્તમાન જીવનમાં બની શકે તેટલો સાચા અંતઃકરણથી પ્રયાસ કરો. અને આ પ્રમાણે આવા મહાપુરુષના ચારિત્ર્યને પ્રાપ્ત થતાં તમે વાસ્તવ સુખશાંતિથી યુક્ત થશો, તથા તમને આ લોકનું સામ્રાજ્ય મેળવવું સહજ થશે, એટલું જ નહિ પણ ત્રિભુવનનું સામ્રાજ્ય મેળવવાના પણ તમે અધિકારી થઈ શકશો.

પ્રજા આજે જે પ્રકારના બળને ઈચ્છે છે, તે પ્રકારનું અને તેથી સહસ્રગુણ ઉત્કૃષ્ટ પ્રકારનું દેવકોટિ અને ઈશ્કોટિમાં પ્રાપ્ત થતું લૌકિક અલૌકિક બળ ઉત્તમ પ્રકારના ચારિત્ર્ય વડે જ પ્રાપ્ત થાય છે. પૂર્વે પ્રજા વિલક્ષણ જ્ઞાનૈશ્વર્યસંપન્ન હતી, તેનું કારણ એ હેતુ, કે તે ઉત્તમ પ્રકારના ચારિત્ર્યવાળી હતી. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં સર્વજ્ઞ અને સર્વશક્ત ઈશ્વર, અંતર્યામીરૂપે રહેલા છે, અને તે પોતાનાં જ્ઞાનૈશ્વર્યને ત્યારે જ પ્રગટ કરે છે, કે જ્યારે મનુષ્ય ઉત્તમ ચારિત્ર્યયુક્ત જીવનને ગાળે છે.

ઉત્તમ ચારિત્ર્ય એ વિવિધ પ્રકારનાં લૌકિક અલૌકિક જ્ઞાન તથા ઐશ્વર્યને પ્રકટ કરવાની પ્રણાલિકા છે. જે આ પ્રણાલિકાનો સ્વીકાર કરે છે, તે તેને પ્રાપ્ત કરે છે, અને જે તેનો ત્યાગ કરે છે, તે તેનાથી સહસ્ર યોજન દૂર જ રહે છે. ઉત્તમ પ્રકારના ચારિત્ર્ય વડે મનુષ્ય વ્યવહાર પરમાર્થને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરે છે, તે લૌકિક અલૌકિક બળને પ્રાપ્ત થાય છે, અપૂર્વ અને વાસ્તવ સુખશાંતિને વરે છે, પોતાની પાછળની પ્રજાનું પરમ કલ્યાણ કરવામાં નિમિત્ત થાય છે, અને પરિણામે અતિ અલ્પ સમયમાં આ વિશ્વમાં શિખરરૂપ જે સ્થિતિ મનાઈ છે તેને પ્રાપ્ત થઈ રહે છે. તેથી સ્વપરના હિતાર્થે તથા વાસ્તવ સુખના ભોગાર્થે અને સ્વપરની વાસ્તવ પ્રગતિ અને ઉન્નતિને અર્થે એક ચારિત્ર્ય જ પ્રાપ્તવ્ય છે.

વર્તમાન આર્ય પ્રજાનું જીવન મોટે ભાગે ચારિત્ર્ય રહિત જોવામાં આવે છે તથા પ્રતિદિન તેનો હ્રાસ થતો જાય છે, એ શોકાસ્પદ જ છે! આ પ્રકારનું જીવન એક આર્યને શોભે તેવું નથી જ આપણે આર્ય છીએ. આર્ય શબ્દમાં જે ગૌરવ અને જે વિશાલ ભાવ રહેલાં છે તે વિલક્ષણ છે. આપણે વસિષ્ઠ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય જેવાનાં દેવોથી પણ અત્યંત ઉત્કૃષ્ટ, ઋષિમુનિઓના કુલમાંથી ઊતરી આવીએ છીએ. તેમની અને હાલની આપણી સ્થિતિ વચ્ચે કેટલું અંતર છે તેની કલ્પના કરવાને, કે તેને યથાર્થ રૂપમાં જાણવાને આપણે શક્તિમાન પણ નથી, એટલા અધ:પ્રદેશમાં આપણે સ્થિતિ રહ્યા છીએ. વાસ્તવિક રીતે આપણે આર્ય કહેવરાવવાને પાત્ર નથી. જ રહ્યા. તેપણ

જો આપણે સાવધ થઈને આપણા મૂળ પ્રભવસ્થાન પ્રતિ દૃષ્ટિ કરીશું અને ઊંચે ચડવાને પ્રયત્ન કરીશું, તો આ સૃષ્ટિના કોઈ ગહન નિયમ પ્રમાણે હજી પણ આપણા હૃદયના અત્યંત ઊંડા પ્રદેશમાં આપણા પૂર્વજોના સંસ્કાર ગુપ્ત અને સુપ્ત પડેલા છે, તેમને જાગ્રત કરીને આપણે ક્રમે ક્રમે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થઈ શકીશું જ. અને આને માટે બે જ વસ્તુની પ્રધાનપણે જરૂર છે. એક મહત્ત્વાકાંક્ષા અને અન્ય ઉત્તમ ચારિત્ર્ય. તેથી જો આપણું પોતાનું અને આપણા અંશરૂપ આપણી ભાવિ પ્રજાનું હિત આપણને વહાલું હોય તો આપણે ચારિત્ર્યને પ્રાપ્ત કરવાની અત્યંત આવશ્યકતા છે.

જો તમને રામનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, તમને યુધિષ્ઠિરનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, ભરતનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, સીતાનું રુચતું હોય તો તેવાં, દમયંતી કે તારાનું રુચતું હોય તો તેવાં, શિવાજીનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, હરિશ્ચંદ્રનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, બુદ્ધનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, વિશ્વામિત્રનું ચારિત્ર્ય રુચતું હોય તો તેવા, કે એવા મહાપુરુષો અને દેવી સ્ત્રીઓમાંથી જેમનું ચરિત્ર રુચતું હોય તેવાં થવાને યત્ન કરો. આ સ્ત્રીપુરુષોનાં ચરિત્રને તમે ન જાણતા હો તો આપણાં શાસ્ત્રમાંથી તેમને જાણો અને તેમાંથી તમને જેમનું ચરિત્ર રુચતું હોય તેવાં થવાને તમારાથી વર્તમાન જીવનમાં બની શકે તેટલો સાચા અંતઃકરણથી પ્રયાસ કરો. અને આ પ્રમાણે આવા મહાપુરુષના ચારિત્ર્યને પ્રાપ્ત થતાં તમે વાસ્તવ સુખશાંતિથી યુક્ત થશો, તથા તમને આ લોકનું સામ્રાજ્ય મેળવવું સહજ થશે, એટલું જ નહિ પણ ત્રિભુવનનું સામ્રાજ્ય મેળવવાના પણ તમે અધિકારી થઈ શકેશો.

# ૧૫ : મહાપુરુષોની કાર્યસિદ્ધિનો આધાર પોતાના જ ઉપર હોય છે

सत्ता सिद्धिः स्वत्वे भवति महतां नोपकरणे ।

જેમને પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવી છે તેમણે બીજાના ઉપર આધાર રાખવો પરવડે તેમ નથી. સાધારણ કાર્યો પણ જો બીજાના ઉપર આધાર રાખવામાં આવે છે તો જેવાં જોઈએ તેવાં તથા જેટલા સમયમાં થવાં જોઈએ તે સમયમાં થતાં નથી, તો મોટાં કાર્ય બીજાનો આધાર રાખવાથી થઈ શકે, એ અસંભવિત જ છે.

સાધારણ રીતે એ જનસ્વભાવ જોવામાં આવે છે, કે બીજાના ઉપર આધાર રાખવાનું મનુષ્યોને મન થાય છે. બીજા મનુષ્યો પોતાનાં કાર્ય કરી આપે અથવા તો પોતાને સહાય કરે, એવી વૃત્તિ સહજ સ્વભાવે જ મનુષ્યોમાં રહેતી જણાય છે. પણ આ વૃત્તિ હિતકર નથી જ. આવૃત્તિ એ પ્રમાદના ફળરૂપે પ્રકટે છે અથવા તો જે સામર્થ્યનું પોતાનામાં અસ્તિત્વ સ્વીકારવું જોઈએ તેને નહિ સ્વીકારવાને લીધે પ્રકટે છે. પરંતુ સમય જતાં બીજાના ઉપર આધાર રાખવાથી કેવું પરિણામ આવે છે, વા કેવું ફળ થાય છે તે સ્પષ્ટ થયા વિના નથી જ રહેતું.

બીજા મનુષ્યો તે આપણે નથી જ. અને તેથી આપણાં પોતાનાં કાર્ય માટે જેટલી આપણને કાળજી હોવી ઘટે છે તેટલી કાળજી બીજાને નથી હોતી. જોકે નિકટના સંબંધી, કે નિકટના મિત્રો આપણાં કાર્ય માટે પ્રસંગે કાળજી બતાવે છે. પરંતુ તે જેટલી આપણા અંતરમાં હોય છે તેટલી ઊંડી તેમને નથી જ હોતી. પરિણામે કદાચ તે કાર્ય નથી થતું તો આપણને જે લાગણી થાય છે વા આપણને જે હાનિ થાય છે, તેવું તેમને કંઈ જ થતું નથી. આપણાં પોતાની કાર્યસિદ્ધિના લાભાલાભનો જેવો વિચાર આપણને હોય છે તેવો અન્યને નથી જ હોતો. કારણ એ જ છે, કે આપણે તે તે નથી, અને તે તે આપણે નથી.

જે કાર્ય આપણે કરવા ધાર્યું હોય છે તેની જેટલી મહત્તા આપણને ભાન હોય છે તેટલી કદાપિ બીજાને ભાન હોતી નથી. અને તેથી બીજા કદાચ તે કાર્ય કરે છે, તો પણ જે તનમન દઈને તેમણે તેને કરવું જોઈએ

સ. સા.

તે દઈને તે કરતા નથી. અને તેથી મોટે ભાગે બીજાના ઉપર આધાર રાખવાથી અવિજય જ મળે છે.

પૂર્વે જે જે મહાપુરુષો થઈ ગયા છે અથવા જેમણે જેમણે મહાન કાર્ય કર્યાં છે તે સર્વ કેવલ પોતાના જ ઉપર આધાર રાખનાર હતા. જો તેમણે બીજાના ઉપર આધાર રાખ્યો હોત તો તે તે કાર્યને ન જ કરી શકયા હોત. તેથી તમારે જો તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવી હોય તો તમે તમારા સંબંધી ઉપર, કે તમારા મિત્ર ઉપર કદી પણ આધાર રાખતા નહિ. તેને સિદ્ધ કરવાને તમે તમારા પોતાના જ પગ ઉપર ઊભા રહેજો. જો તમે બીજાના ઉપર આધાર રાખશો તો એ નિશ્ચય કરીને જાણજો, કે તમારી મહત્ત્વાકાંક્ષા તમે વર્તમાન જન્મમાં નહિ જ સિદ્ધ કરી શકો.

હા, તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનો તમે યત્ન કરો અને તમને અન્યની સહાય મળે તો તેનો સ્વીકાર કરતાં અડચણ નથી. પરંતુ આરંભમાં કદી પણ બીજાની સહાય ઉપર તમારી કાર્યસિદ્ધિનો આધાર રાખશો નહિ. અથવા તો બીજાની કદાચ તમને સહાય ન મળે તો તેથી નિરાશ થશો નહિ; પણ તમારા પોતાના જ સામર્થ્ય ઉપર આધાર રાખીને તેને સિદ્ધ કરવાને યત્નશીલ થજો.

અનેક મનુષ્યો આજે એવી ફરિયાદ કરતાં જોવામાં આવે છે, કે 'અમને કોઈ સગું સહાય કરનાર નહિ, અમને કોઈ મિત્ર મદદ કરનાર નહિ, અને અમારો હાથ ઝાલનાર આ જગતમાં કોઈ નથી તો, અમે કેવી રીતે આગળ વધી શકીએ? બાકી અમારામાં યોગ્યતાની કંઈ ખામી નથી.' વગેરે. પરતુ આ પ્રકારનું આ મનુષ્યોનું બોલવું, એ અનુચિત જ છે. અને જ્યાં સુધી આ મનુષ્યો આ પ્રમાણે બડબડતા બેસી રહે છે ત્યાં સુધી તેમની પ્રગતિ નથી જ થતી. ચિંતા નથી. જગતમાં એક પણ મનુષ્ય આપણને સહાય કરનાર ન હોય તો તેની લેશ પણ ચિંતા નથી, આપણે અને આપણામાં રહેલા ઈશ્વર એ બે કોઈ પણ કાર્યને સિદ્ધ કરવા માટે, આકાશપાતાળ એક કરવાં હોય તો તે કરવાને માટે, કે ત્રિભુવનને વશ વર્તાવવું હોય તો તે કરવાને માટે પૂર્ણ છીએ, એમ દૃઢ શ્રદ્ધાપૂર્વક માનીને

પુરુષપ્રયત્નને સેવવો ઘટે છે. અને આ પ્રમાણે પોતાના ઉપર આધાર રાખનાર પોતાની મહત્ત્વાકાંક્ષાને અવશ્ય સિદ્ધ કરે છે જ.

પોતાની આજુબાજુ પોતાના જેવાં કુશલ અને સમર્થ મનુષ્યો આપને સહાય કરનાર નથી, એમ માનીને નિરાશ થવાનું કંઈ જ પ્રયોજન નથી. પરંતુ જેવાં મનુષ્યો આપણને સહાય કરનાર હોય, કે બિલકુલ ન હોય તોપણ નિરાશાવશ ન થતાં કેવલ સ્વાત્માશ્રય ઉપર જ આધાર રાખીને ઝઝૂમવું ઘટે છે.

રાવણ જેવી અત્યંત સમર્થ વ્યકિતને જીતવા માટે જ્યારે શ્રીરામચંદ્રજીએ વનમાંથી તૈયારી કરી ત્યારે તેમને કોની સહાય હતી? વાનરોની. છતાં પણ તેમણે તેમનો સ્વીકાર કર્યો અને પોતાના આત્મામાં શ્રદ્ધા રાખીને તેમણે યુદ્ધનો પ્રારંભ કર્યો અને પરિણામે વિજયને વર્યા.

આ જ પ્રમાણે મહાપુરુષો કાર્યસિદ્ધિનો આધાર બીજાના ઉપર કદી પણ રાખતા નથી, પણ કેવલ પોતાના જ ઉપર રાખે છે. તેમ તમે પણ તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા ઇચ્છતા હો, કે મહાપુરુષ થવા ઇચ્છતા હો તો બીજાના આધારે કદી પણ રહેશો નહિ. પરંતુ કેવલ તમારા પોતાના જ આધાર ઉપર રહેજો.

હા, મનુષ્યને આરંભમાં એવી શંકા થાય છે, કે હું એકલો મારી આવી મોટી મહત્ત્વાકાંક્ષાને કેવી રીતે સિદ્ધ કરી શકીશ. પરંતુ આવી શંકાને પણ સ્થાન આપવાનું લેશ પણ પ્રયોજન નથી. ભલે જગતનું બીજું કોઈ મનુષ્ય તેને સાહાય્ય ન થાય, પરંતુ સાચી ઇચ્છાથી સાચો પ્રયત્ન કરનારને આ જગતના નિયામક સર્વજ્ઞ ઈશ્વર અવશ્ય સહાય કરે છે જ. અને સર્વશક્તિમાન ઈશ્વરની સહાય તેને મળતાં તેનું કર્યું કાર્ય સિદ્ધ નથી થતું?

ટિટ્ટિભ પક્ષીનું દૃષ્ટાંત તો સુપ્રસિદ્ધ જ છે. તેણે બળના રાશિ મહોદધિનો પરાજય કરવાનો ઉગ્ર નિશ્ચય કર્યો અને તેને માટે પોતાથી બને તેટલો પ્રયત્ન તેણે કરવા માંડયો તો તેને સર્વ પક્ષી, અને પરિણામે વિષ્ણુ ભગવાનના સમર્થ વાહન ગરુડ પક્ષીની પણ સહાય મળી, અને તેનો નિશ્ચય સફળ થયો; તો તમે એક ટિટ્ટિભ પક્ષીથી પણ ગયા છો, કે તમારી મહત્ત્વાકાંક્ષા તમે ન સિદ્ધ કરી શકો? તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને જે તમારામાં

સાચી ઈચ્છા છે અને તમે જો સાચો અંતઃકરણપૂર્વક પુરુષપ્રયત્ન કરો છો તો આ જગત અને જગદધિપતિ ઈશ્વર તમને સહાય કરે છે જ.-તેથી તમે એકલા જ હો, અને કોઈ પણ તમારો હાથ ઝાલનાર ન હોય, કે તમને કોઈ જ સહાય કરનાર ન હોય તો નિરાશ થતા નહિ. પણ તમારા પોતાના ઉપર અને ઈશ્વર ઉપર આધાર રાખીને તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને નિશ્ચય કરજો અને તમને સર્વ અનુકૂલતા આ વિશ્વના કોઈ અગમ્ય નિયમાનુસાર થઈ આવશે જ.

તે જ વાસ્તવ મહાપુરુષ થવાને યોગ્ય છે, કે જેને કંઈ પણ સહાય ન હોય છતાં તે પોતાની મહત્ત્વાકાંક્ષાને ત્યજતો નથી. પણ જેમ તે નિરાધાર તેમ તે ઊંચી અને ઊંચી જ કલ્પનામાં રમતો રહે છે. આવા પુરુષો જ મહાપદમાં સ્થપાવાના સાચા અધિકારી છે. ઈશ્વર તેમને, તે ગમે તેટલા નિકૃષ્ટ સ્થાનમાં હોય તોપણ ત્યાંથી ઊંચકીને એક મહાપદમાં સત્વર સ્થાપી દે છે જ.

પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાને ઈચ્છતા છ વર્ષના બાળક ધ્રુવને કોની સહાય હતી, કે તેમણે કોની સહાય ઉપર આધાર રાખ્યો હતો? તેમણે પોતાના અંતર્યામી ઈશ્વરના ઉપર આધાર રાખીને તપશ્ચર્યાને આરંભી અને તેમણે પોતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ થયેલી જોઈ, ત્યારે જ તપશ્ચર્યારૂપી પુરુષપ્રયત્નમાંથી વિરામ પામ્યા.

તેથી બીજા કોઈના ઉપર આધાર રાખતા નહિ. પણ તમારા પોતાના જ ઉપર આધાર રાખજો. તમને કોઈ પણ વ્યક્તિ સહાય કરનાર ન હોય તો તેની લેશ પણ ચિંતા કરતા નહિ. પણ તમારાથી બની શકે તેટલો ઉગ્ર પુરુષપ્રયત્ન કરજો અને એ દૃઢ કરીને સમજજો, કે તમારી મહત્ત્વાકાંક્ષા તમે સિદ્ધ કરી શકશો જ.

બીજાના ઉપર આધાર રાખવાથી કે બીજાની મનુષ્યને સહાય મળવાથી તેનો જેટલો વિકાસ થવો જોઈએ તે નથી થતો. અને તેથી જ જેમને આ જગતમાં વિશેષ અનુકૂલતા જોવામાં આવે છે, તેવા મનુષ્યો ભાગ્યે જ કોઈ મહત્ત્વનું કાર્ય કરી શકે છે. પરંતુ જેમને કંઈ જ અનુકૂલતા નથી હોતી તેવા મનુષ્યો જ મોટાં કાર્ય કરી શકે છે, કે કરી શકયા છે. તેથી જેમ મનુષ્ય બીજાના ઉપર ઓછો આધાર રાખે છે તેમ તેની ઉન્નતિ સત્વર થાય

તથા તેમ તે મહાન કાર્ય સત્વર કરી શકે છે

તેથી તમને તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરતાં વિઘ્ન નડે અથવા તો કષ્ટ પડે, કે ગમે તે થાય તોપણ ધૈર્યને હારી જતા નહિ પણ કાર્ય-સિદ્ધિ સુધી ધૈર્યને ધારણ કરી રાખીને, કેવલ પોતાના જ પગ ઉપર એક વીર પુરુષની પેઠે સ્થિર રહીને તમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરજો

પૂર્વના અનેક મહાપુરુષોના જીવનવૃત્તાંતને ન જાણતા હો તો જાણો અને તમને તરત જ એ વાર્તા પ્રથમ સ્પષ્ટ થશે કે, તે ઉપકરણમાં અર્થાત્ આજુબાજુની વ્યકિતઓમાં આધાર રાખનાર ન હતા, પણ કેવળ પોતાના જ ઉપર આધાર રાખનાર હતા અને આ પ્રમાણે જ્યાં સુધી મનુષ્ય વિશ્વાસ રાખીને કેવળ પોતાના ઉપર આધાર રાખતાં શીખતો નથી, ત્યાં સુધી તેના અંતરમાં જે અનંત ઐશ્વર્ય અને અનંત જ્ઞાન ગુપ્ત રહેલાં છે, તે પ્રકટ થતાં નથી, સ્વરૂપમાં તેનામાં ગુપ્ત રહેલું ઈશ્વરત્વ પ્રગટ થતું નથી તેથી મહાપુરુષ કે ઈશ્વરસદૃશ જ્ઞાનસામર્થ્ય સંપન્ન થવા ઇચ્છનારે કેવલ પોતાના જ ઉપર અવલંબન રાખીને કાર્યસિદ્ધિ અર્થે પ્રયત્ન કર્તવ્ય છે અને આ પ્રમાણે જો તમે કરો છો તો તમે એક સામાન્ય મનુષ્ય મટી એક મહાપુરુષ થઈ રહો છો, કે એક દીન અને ક્ષુદ્ર અભિમાની મટીને સમર્થ ઈશ્વર થઈ રહો છો અને આ શું સામાન્ય છે? નહિ જ આ સ્થિતિ શિખરરૂપ પરિણામી સ્થિતિ જ છે, કે જેથી પર કોઈ સ્થિતિ નથી તેથી તમે આ શિખરરૂપ સ્થિતિને પ્રાપ્ત થાઓ છો, કર્તવ્ય, પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્યના અવધિને—અંતને પામો છો, અને તમારું પોતાનું સર્વોત્તમ કલ્યાણ વર્તમાન જન્મમાં જ કરીને અન્ય અનેક વ્યકિતઓના કલ્યાણના હેતુભૂત થઈ રહો છો

પરમાત્મા, કે જે દયાના નિધિ ગણાય છે તે વાચકો ઉપર દયા કરીને તેમનામાં મહત્ત્વાકાંક્ષાનો ઉદય કરવા કૃપાળુ થાઓ, અને તેમની તે